…मचंद्र आख्यान.

…omchandra Akhyan.



રચી પ્રસિદ્ધ કર્તા.



વીરમગામના રહેવાશી,

ભટ્ટ. મણીલાલ, વિ. હરનારાયણ.

ભાવનગર બંદર.

M. H. B. Viramgami.

Bhavnagar.



अमदावादमां

આસ્ટોડિયા ચકલાની સડક ઉપર શા. ગા. નં. ૮૭૦ મકાનમાં

આર્યોદય પ્રેસમાં છાપ્યું.



સંવત્. ૧૯૪૫—સને ૧૮૮૯.

કીંમત રૂ. ૧-૨-૦ ટપાલખર્ચ ૦-૧-૦ જુદું.

Price. 1-2-0.

## ઇશ્વરસ્તુ

## મંગળા—ચરણ

શ્રી. જગતપતીના રાગનો.

પવિત્ર જગપતિ, કરૂણા કરો અતિ.
પાણીપાદ જોડી હું કરૂછું વિનતી. —ટેક.
જયદીનબંધુ ભક્ત વત્સલા, પાવન કર પરમેશ;
સૌર્ય રૂપ જગપાલ નિરામય, વંદુ નિત્ય હરેશ.—પવિત્ર. ૧
અબલ અવિધા અજંપ આલસ, અનાચાર અજ્ઞાન;
તે સર્વ કાપીને અમને, આપો સદ્દગુણ જ્ઞાન.—પવિત્ર. ૨



# अर्पण पत्रिका.

---

શ્રી ગુણ ગણાલંકૃત સદા કૃપાળુ **મેહેરબાન હ-
રીપ્રસાદ સંતોખરામભાઇ દેશાઇ.**

**જે. પી. ભાવનગર.**

આપ સાહેબ સ્વદેશ સુધારવાને આપનો ઉત્સાહ પુ-
ર્વક પ્રયત્ન વિદ્વજનોને ઉદાર આશ્રય આપવાની ટેવ સુજ્ઞ
જનોનો સ્નેહ પુર્વક સત્કાર તથા કાવ્યકળાની પરિક્ષામાં
આપ નીપુણછો હરેક જાતના હુન્નર તેમજ વિદ્યાની વૃદ્ધી
કરવા તરફ મોહોટો આશ્રય આપોછો. મારા ઉપર આપનો
સ્નેહ વધારે હોવાથી આપનું મુબારક નામ આ ગ્રંથ સાથે
રાખી આ કુસુમચંદ્ર આખ્યાન નામનું અતિ રસીક પુસ્તક
ઘણા હર્ષ યુક્ત આપ નામદારનેજ અર્પણ કરૂંછું તે કૃપા
કરી સ્વીકારશોજ.

લી. આપનો સદા શુભેચ્છેક. શેવક.

**ભટ્ટ. મણીલાલ વિ. હરનારાયણ.**

---

## હરિગીત છંદ.

લક્ષ્મિ ગ્રહી રહી પરવથી પણ, ગર્વ લવ મના
સન્માન કરતા સર્વેનું, નિજ ધર્મે અંતરમાં ચ[illegible]
ક્ષણુ પ્રતી ક્ષણુ રક્ષણુ કરે, નિત ધ્યા ગુણુથી દાનના
હરિભાઇ તમને ધન્ય છે, પ્રસરાવી નીરમળ નાગના–૧
વિદ્વાનમાં અતી માન પ્રામ્યા, જ્ઞાનથી સહુ સ્થાનમાં,
સ્તુતિ નિરંતર થાય છે, પુણ્યવાનમાં ગુણુવાનમાં.
હરનિશ શ્રી જગદીશ એની, પુર્ણ કરશે કામના,
હરિભાઈ તગને ધન્યછે પ્રસરાવી નીરમળ નામના.—ર

## ગીતિ.

દિન દિન સુખ બહુ પામો, જમો જશ આ વિશ્વ વિશે સુખદા;
કુટુમ્બ સહુ બહુ હરષે રહો, અને નિત વધજો આવરદા.

# પ્રસ્તાવના.

---

જા— હમેશાં નાના અને મોટા વિદ્વાન અને અ- એ સૌને વાર્ત્તીક વિષય તો પ્રિય હોય છેજ—કલ્પીત વાઓમાં પણ કેટલાક બોધીક વિષયો જોડાએલા હોય છે. પણ જ્યારે જ્યારે તે વાર્તાનું હ્રદય સમજવામાં માણસની ભુલ થાય છે. ત્યારે ત્યારે બોધ ઢંકાઇ ગએલો તેના મનમાં સમજતા ફકત વાર્તાથીજ ખુશી માને છે. અસલના આપણા વડવાઓના વખતથી આપણે બેસુમાર જુદા વિષયપર હાસ્ય, કરૂણા, રૌદ્ર, વીગેરે રસની ભરેલી વાતાઓ આપણે જુદા જુદા માણસોના મોઢેથી. સાંભળીએ છીએ ને કેટલીક વખત તે વાર્તાને યાદ આણી ખરાબ કામ કરતા અટકાઈએ છીએ. પંચોપાખ્યાન, ઇસપનિતિ, મૈળાખ્યાન, કાદમ્બરી, વિગેરે વાર્તાનાં પુસ્તકોને આધુનિક પ્રજા ઘણા માનથી સ્વીકારી તે વારંવાર વાંચે છે ને કર્તાની ખુબીને વખાણે છે તેનું મુળ કારણ એટલુંજ છે કે, તેનો દીધેલો બોધ જો એક નીબંધરૂપમાં જો દીધો હોય તો તે જેટલો યાદ રહે તેના કરતાં વાર્ત્તીક વિષયથી વધારે યાદ રહેતાં માણસના હ્રદયપર તેમ કરવાથી થતા ફાયદા ગેરફાયદા કલ્પીતકથાથી જાણે દશ્ય ચીત્રજ બતાવ્યું ન હોય તેમ બતાવી આપે છે ને આવાજ કારણની તે વખતથી આપણામાં તેમજ બીજા અન્ય ભાષાના પુસ્તકો, પુરાતનીક ભંડારો જોઇશું તો તે વાર્તાના ભરેલ વધારે દીઠામાં આવે છે, પણ દીલગીરી સાથે જણાવવું પડે છે કે આપણામાં ઘણીજ પ્રાચીન વાર્તાઓ લખ્યા સિવાયની નાશ પામતી જાય છે. કેટલીક લખાયેલી હશે તો ગુજરાતીમાં ભાષાન્તર થયાંજ નથી. ભાટ ચારણોને મોઢેથી આપણે ઘણીક વેળા ઘણી વાર્તા સાંભળીએછીએ ને ઘણીક વેળા બીજા માણસોને મોઢેથી પણ જુદી જુદી વાતો સાંભળીએછીએ પણ તેને એકત્ર કરી આ-

પણ બંધુને આપણે લાભ આપી શકતા નથી બેશક એ ખ-
ખર દીલગીર થવા જેવું. ! ! !

મેં થોડા રોજપર આ એક નહીં જેવી નાન્ડી
સાંભળેલ ને જેમાંનો તાત્પર્ય મને ઉમદા લાગેલ
હાલના ઘણા નાદાન આદમીયો પોતાની મોટી ઉ
૪૦ વર્ષ ઉપરાંતની થયાં છતાં ને પોતાને સંતતી હોવા
વખતે મુર્ખાઈથી એક સ્ત્રી જીવતી છતાં બીજી સ્ત્રી કરે છે.
તેથી ઓછા નાદાન પરણેલ સ્ત્રી મરી ગયાથી બીજી કરે છે.
પણ ખરેખર પ્રથમ જે એક છતાં બીજી કરે છે તે તો પોતા-
ની આબરૂને કલંક લગાડવા. ઘરમાં કજીયો ઘાલવા પોતાના
જીવને અહરનીશ દુઃખમાં નાંખવા ને રીદ્ધી સીદ્ધીનો ત્યાગ
કરવાનેજ તે તે ડગલાં ભરેછે. મારી સ્ત્રિ સાથે મારે બનતું
નથી માટે બીજી કરૂંછું. કેમકે તારી બાઇડીની ચાલ સુધારવી
ને તેને યોગ્ય ઉદ્દેશ આપવો એ તારૂં કામ છે છતાં તે તું કર-
તો નથી ને આ બીજા મહાન્ દુખમાં કયાં પડેછે. બીજી જાતના
જે તેથી ઉતરતા દરજ્જાના મુર્ખ છે. તે એટલાજ કારણથી કે-
આરે હવે પાકી ઉમ્મરને લાયક જ્યારે તે થવા આવ્યો ત્યારે
એક યુવાન અવસ્થાની નાની વયની સ્ત્રીને ઘરમાં લાવે ને
થોડા દીવસ મોજ શોખ ભોગવે એટલે પછી તો સદાની ઉં-
ઘ કરે. ( આપણામાં કહેવત છે કે બીબી થાય વર જોગ.
ત્યારે મીયાં થાય ઘોર જોગ, તો તે શું કામનું" તે વેલા ખી-
લતી યુવાનીની મદમાતી સ્ત્રીને વિહળ દશા પ્રાપ્ત થવાથી
નીચ કાંમ કરવાનોજ વીચાર સુજે ને જ્યારે તેમ કરે ત્યારે
આબરૂને કલંક વળી તેની સાથે કદાચ જે સંતતી થાય તે
નિચ બુદ્ધિની ને માતા પીતાનું નામ બોળે તેવીજ થાય–આ-
વા માંણસોને વળી એટલું પણ કહેવાનું કે તમારી હાલની સ્ત્રી
ને તમારી પ્રથમની સ્ત્રીના છોકરાંપર હમેશાંજ ઇતરાજી રહે-
વાની મતલબ. આર્ય સ્ત્રીમાં એમ તો છેજ કે શોકના છોકરાં
તેતો જાંણે પોતાના દુશ્મનજ. શોકના છોકરાંને દુઃખી કરવાં
તેમાં તો તે મોટાઇજ માને છે. તેનું મુળ કારણ અવિદ્યા.

...જ દે
...તનેજ દુઃખી
...ખોટું!
...ાર છે. તે શું દુઃખ દે-
...લનારને એટલુંજ કહેવાનું કે
...તમે જલ ...ભુલી જવાના—સ્ત્રીઓએજ મોટા
કરનારને, અતિ ઉગ્રતપ કરનાર તપશ્વીને ચ-
...કરેલા છે તો તમારા જેવા કામાંધથિજ ફકત
... આવું સાહાસ કાંમ કરવાને તે પોતાની નેત્ર
...ચંચળતાથી મુખની માધુર્યતાથી ને રૂપની અનોપમ-
છળવે તેમાં શી મોટી વાત છે ને જ્યારે તેમ થયું ત્યારે
...મે તેનેજ ભાળવાના—તે બોલે તે તદ્દન સાચુંજ માનવા-
પછી તેની શોકયનાશાલરૂપી છોકરાંને તે દુઃખ કરે કરે ને
વળી આ સર્વ બાબતથી તમે ન ઠગાયા તોપણ તમારા ઘ-
...ા ફજેતા ને કંકાસ તો માણસો હમેશ જોવાના એ શું
...ડું ખેદ થવા જેવું?

હમેશાં બધું રીતસરજ શોભે, જો ૨૦ થી ૩૦ વર્ષની ઉમ્મરનો કોઇ સખસ પોતાની સ્ત્રી ગુજરી જતાં બીજી કરે તો તેને માટે લોક થોડુંજ બોલવાના પણ લગભગ ૪૦ યા તે-તેથી વધારે ઉમ્મરના સખસો જ્યારે તેમ કરે તો તેની વિષે સારી વાતો નજ કેહેવાય.

આ વાર્તામાં મુખ્ય નાયક કુસુમચંદ્ર છે. ને તેના પીતાનું નામ પ્રકાશચંદ્ર છે. પ્રકાશચંદ્ર સુધરેલ તથા વિદ્વાન છતાં પોતાને સંતતી હતી. ને ઉમ્મર મોટી હતી તોપણ પોતાની ગુણીદારાનાં મૃત્ય પછી થોડી મુદતે બીજી સ્ત્રી લાવેલ છે ને તે વેળાથીજ તેને નઠારા માણસોની સંગતી થઇ છે તેથી તેને હમેશાં બુરા કાંમ કરવાના વિચાર સુજેલા છે તેમાં તેણે કુસુમચંદ્રપર ખોટાં ચડાવેલ આળો. ને કુસુમચંદ્રને તેથી થ-એલ બેહદ દુઃખ આપણને દયા ઉપજાવે તેવું વાંચવાનું છે.

વાર્તામાં વિદ્યા ભણ્યાથી. કુસુમચંદ્રની થએલી નીરમળ મતી, તેથી તેને આટલું આટલું દુઃખ પડયા છતાં જે હીમ્મત

રહેલી ~
માંણે દરશાવેલ
જને અનુસરી એક ·
પણ વિદ્વાન કુસુમચંદ્રે ૯
નથી ને તે વેળા તે સારી રીતે
સ્ત્રીની સાથે પ્રિતીની ગાંઠ કેમ ૯. ાા?

દુનિયામાં પરણવાનું એતો એટલાજ માં
આપણા આનંદમાં વધારો કરવો. ને આપણે
પણ જ્યારે પ્રેમની ગાંઠ એવી નઠારી સ્ત્રી સાથે
મતલબ પરણવાની છે તે કદી પાર પડેજ નહી આ
મિત્ર સવેશંગને પરણાવવાને માટે ગએલ છે ત્યારે
લાયક એક સદ્ગુણી સ્ત્રી જે કે રૂપમાં, ગુણમાં ને વિદ્યામ
ષ્ટ હતી ને જે પોતે નઠારી સ્ત્રી મળશે તો હું મારૂં
હારી બેસીશ એમ માનતો તેમ તે સ્ત્રી પોતાના પીતાના
લ વેવીશાળને માન્ય કરતાં કજોડું થશે ને મારૂં જીવવું વ્ર
જશે તેમ માંની અહરનીશ દુઃખી દીલથી રીબાતી હતી તે
સાથે પોતાની ખાંનગી ગોઠવણથી અરસપરસ પ્રિતીની ગાં
બાંધવાનો કોલકરાર કરી બન્ને જણાએ માહા મુશીબતે પરણ્યા
છે. પણ તે સુધરેલ દંપતિનો સ્નેહ કેવો અચળ રહેલો છે તે
દરેક સ્ત્રી પુરૂષોએ પોતાના બાળક બાળકીયોના વેવીશાળ ક-
રતાં અવ્વલ જોવાં જેવો છે.

હમેશાં જો સ્ત્રી પુરૂષો લાયક વયના, લાયક ગુણના,
અને કેળવણી પામેલા હોય તો તેમની પ્રેમની ગાંઠ ઘણીજ
સારી બંધાય છે. ને તેમ થતાં તેની સંતતી પણ ઉદારમનની,
હેતસ્વી, મર્યાદશીળ, નીરલોભી ને દુરગુણ રહીતની થાયજ. પ-
ણ જ્યારે સ્ત્રી પુરૂષનો પ્યાર ન હોય ત્યારે તો વ્યભીચારજ
થાય ને તે સંતતી કયાંથી સારી નીપજે. વિગેરે વિગેરે બાબ-
તનો સારાંશ આ વાર્તાની અંદર સમાએલ છે. છેવટ મારી
એટલીજ વિનંતી છે કે હું કાંઇ એટલો વિદ્વાન નથી, તેમ મને
કોઈ વખતનો પુસ્તક લખવાનો મહાવરો નથી એથી કરીને

# कुसुमचंद्र आख्यान.

# Kusoomchandra Akhyan.



જેન. રચી પ્રસિદ્ધ કર્ત્તા.

વીરમગામના રહેવાશી,

ભટ્ટ. મણીલાલ, વિ. હરનારાયણ.

ભાવનગર બંદર.

M. H. B. Viramgami.

Bhavnagar.



अमदावादमां

આસ્ટોડિયા ચકલાની સડક ઉપર શા.ગા૦જે૦ મકાનમાં

આર્યોદય પ્રેસમાં છાપ્યું.



સંવત્. ૧૯૪૫—સને ૧૮૮૯.

કીંમત રૂ. ૧-૨-૦ ટપાલખર્ચ ૦-૧-૦ જુદું.

Price. 1-2-0.

# "कुसुमचंद्र आख्यान."

## પ્રકરણ ૧ પહેલું.

જેની ઉત્તરે મોટા કોટની પેઠે ગગનમંડળ સાથે વાતો કરતો, સાક્ષરજન મંડળને આનંદ આપતો, નવીન ઝાડ, જનાવરોથી ભરેલ, ક્ષીરસમુદ્રના ફીણસમાન શ્વેત બરફવાળો, પાંચાળી પાંડવોના પવિત્ર પગલાંથી, કૈલાસ પતિના તેમજ યોગાશ્રમ પાળવાને ઉત્સુકતા ધરનાર યોગીયોના પગલાથી પવિત્ર થએલો હિમાળય પર્વત, ને પશ્ચિમે, દક્ષિણે તથા ઈશાનખૂણમાં અનંત, અખૂટ અદ્વિતીય જળથી ભરેલો હિન્દીમહાસાગર આવી રહેલોછે એવી આ આર્યસ્થાનની પ્રાચીન કાળથી પ્રખ્યાત પામેલી ભૂમીપર એટલે જે ભૂમીપર રામ, ભોજ, વિક્રમ, વિગેરે રાજ્ય પ્રકરણમાં કુશળ, પ્રજાપીડા જાણનાર અને તેના દુઃખનું નિકંદન કરનાર, સત્યવક્તા, સુશિલ વ્રતધારી, સન્માર્ગ વિચરનાર, ધર્મિષ્ટ, ધિર, વિર, મહારાજાઓ જાણે ઇંદ્રની નગરીના અનુપમ સુખનો ત્યાગ કરી આ ભાર્તભૂમી (ઇશ્વરનો બગીચો) જેમાં કે જાત જાતનાં જનાવરો ને રમણ્ય સ્થળો આવી રહેલાં છે ત્યાં ઉતરી આવ્યા નહોય, તેવા એટલે કાંતિમાં કંદ્રુપ જેવા મહારાજાઓ ને ચંદ્ર સરખા ઉજ્જવળ વદનવાળી અને મૃગ સરખાં ચંચળ નેત્રવાળી એટલે જેના નેત્રરૂપી ખંજરનો ઘા યોગીના હૃદયને પણ ભોંકી ભોગી બનાવવાને સમર્થ છે, તેવી મધુર કંઠની, મનોહર મૂર્તિમાન, જાણે ચકચકતા આરસનો આ અનેક રંગથી રંગેલ, પુરૂષના મનને શુષ્કપત્ર સમાન સ્વઇચ્છાથી

ઉડાવી લઇ જવાને શક્તિમાન, અબળા નામ છતાં પણ સબમાં સરખાં કૃત્ય કરનાર, પ્રિતથી પતિનેજ પરમેશ્વર ગાની પુજનાર, તથા હૃદય આલ્હાદક સુખ આપનાર, ધર્મિષ્ટ, ને સન્માર્ગે વિચરી પોતાના ધર્મ જાણનાર, સિતા, દ્રૌપદી, દમયંતિ, વિગરે વિગરે અનેક અનેક સ્ત્રીઓએ અવતાર ધરેલ જ્યાં બ્રાહ્મણો પોતાની મહત્તા શાથી વધેલ છે તે જાણનાર, ને આફાની દુનીયાગાં ધર્મ તેજ મોક્ષનું કારણ માની પોતાના ધર્મમાં એવી સ્વચ્છતાથી ને ચોખ્ખાઇથી વર્ત્તતા કે તે વખતની પ્રજા તો શું પણ આધુનીક પ્રજા પણ હજી તેના વડવાની મહત્તાઇને વારંવાર યાદ આણી આ તેમના તનુજો છે એમ મનમાં લાવી પરમ પ્રિતથી તેઓનું પુજન કરે છે, નહીં તો નથી હાલમાં તેઓનામાં જોઇએ તેટલી વિદ્યા કે નથી તેમનામાં ધર્મ આસ્થાનો અંકુર. જ્યાંના વૈશ્યો હાલના વૈશ્યોની પેઠે ઠેકાણે ઠેકાણે પોતાનાં દુઃખોનાં રોદડાં રોતાં ફરીને તેમજ અન્ય જનોને છેતરીને પોતાનું ઉદર ભરવાને ફાંફાં મારે છે તેમ ફાંફાં નહોતાં મારતા પણ કુડકપટ તથા લુચ્ચાઇને તજી સત્યપણે પોતાનો નિર્વાહ ઇશ્વર ઇચ્છાને આધીન રહી ઉદ્યોગથીજ ચલાવતા, એવી આ આર્યસ્થાનની ભૂમી. જેના પર **न भूतो न भविष्यते** એ વાક્ય મુજબ મોટા મોટ વિદ્વાનોએ જન્મ લીધેલ ને જેના ઉદરમાં હિરા, માણેક વિગેરે કીંમતી ખજાનો દટાઇ રહેલો ત્યાં એક મણીપુર નામે નગર હતું.

ખરેખર—મણી જેમ કૃસ્ન પક્ષની રાતના ઘોર અંધકારને કાપી પોતાની ઉજવળતા બતાવે છે તેમ આ મણીપુર હિંદુસ્તાનના બીજા શેહેરો કરતાં વેપાર વૃદ્ધિની બાબતમાં પોતાની ઉજ્વળતા બતાવતું હતું. શેહેરનો ફરતો

ઘેરાવો બાત્રીશ કોશનો હતો તથા તેને ફરતો આવી રહેલો બુરજ અતી રમ્ય હતો. બુરજને બાર દરવાજા હતા. તેમાં પણ ઉગમણા દરવાજાની શોભા તો અલૌકીક હતી, આ દરવાજાની પાસે એક અતિ મોટું સુંદર, અદ્વીતીય જળથી ભરેલ, જેમાં શ્વેત કમળ ઉપર તર્યાજ કરેછે ને જેની અંદર સારસ, બતકો વીગેરે પક્ષી પોતાના નિર્વાહ ચલાવવાને ફર્યાજ કરેછે તેવું એટલે જોનારના મનને આનંદ આપનાર તથા થાકથી કંટાળેલ જન સમુહને જાણે આજ જગ્યા પોતાનું શરીર સ્વચ્છ રાખવાને ઈશ્વરે નિર્માણ કરેલ નહોય તેવું એક તળાવ હતું. તળાવના મધ્ય ભાગમાં ચકચકતા આરસથી બાંધેલ, અતિ ભવ્ય એવું એક શિવાલય હતું. ને ત્યાં જવાને માટે કાંઠેથીજ એક પૂલ હતો. સુર્યોદયને વખતે આ શિવાલયની અંદર ઘણા દ્વીજો પોતાના હાથમાં ચકચકતાને જળથી ભરેલ લોટા લઇ તે પાર્વતિપતિની પુજાને અર્થે ત્યાં એકઠા થતા હતા. ને પુષ્પ, ચંદન આદી સુગંધમય પદાર્થો શીવને ચડાવતા મોઢેથી મોટે સાદે ગીર્વાણ વાણીનો ઉચ્ચાર કરતા હતા.

તળાવની સામી બાજુએ એક મહાન અંબીકાનું સુંદર મંદીર હતું. જેની અંદર યોવનરૂપની અંબીકા મુરતી આવી રહેલીછે, શરીરે શોભાવંત આભુષણો પેહેરેલાં છે, ગળામાં પુષ્પના હાર ઘાલેલાછે મસ્તકે મુગટમણી શોભે છે. આ સિવાય જેની ગ્રીવાની અંદર સાચા મોતીની માળા પગની અંદર ઝાંઝર, હાથે કંકણ, નાકે વાળી, કાને નાના પણ સરસ કાંટા વીગેરે વીગેરે દાગીના તેમજ કૃત્રીમ રક્ત હોઠ, આંજણ આંજેલ સુંદર આંખ, ગૌરવર્ણ, શરીરના અવયવો જોનાર જનને ચીતવેધક હતા.

આ અંબીકાના દેરાને ફરતી ઘણીજ મોટી વિશાળ

જગ્યા હતી. જેમાંના એક તરફના ભાગમાં ગુલાબ, મોગરા, ચંબેલી, જુઈ, જાય, ડોલર વીગેરે પુષ્પના નાના નાના છોડ વાવેલા હતા. ને તે પુષ્પો પુજાને અર્થે હમેશાં વાપરવામાં આવતા, ને બીજી બાજુમાં એક મોટો કૂવો હતો. જેનું પાણી ઘણું સ્વચ્છ તથા હલકું હતું.

કુવાને ફરતો કઠોડો હતો, જેથી શેહેરની તે બાજુની કામનીઓનો મોટો સમુહ પ્રાતઃકાળે ને સૂર્ય અસ્ત થવાને વખતે, પાણી ભરવાને માટે ત્યાં ભેગી થતી હતી.

જેમાં કેટલીક ભરયુવાવસ્થામાં આવી રહેલી સ્ત્રીયો તો પોતાના રૂપનું ગગરૂબપણું રાખી જાણે ઇંદ્રના ઘરની હાથણી હોય નહીં તેમ ઝુલતી ઝુલતી આવતી હતી, કોઇએ નવી નવી તરેહના રંગ બેરંગી વસ્ત્રો પેહેરેલાં હતાં, કોઈના કપાળમાં કુંકુંમના ચાંડલાની આડો આવી રહેલી હતી, કોઈના મુખ પુનેમના ચંદ્ર સરખા ઉજ્જવલ હતાં, કોઈના ગાલપર લાલાશ વધારે આવવાથી લાલ ચાંઠાં શોભતાં હતાં, કોઇના પગમાં સુંદર સાંકળા આવી રહેલાં હતાં, કોઇને સ્તનોનો ભાર વધારે હોવાથી કંચુકીઓ ઝુલી રહી હતી, કોઇને નવી નવી પ્રકારના આભુષણો શોભતાં હતાં, કોઇના નાગફેણના જેવા વાંકા અંબોડામાં પુષ્પ આદી ઘાલેલાં હતાં, કોઈને શ્રમથી મુખપર પરસેવાના મોતીયાં બાઝેલાં હતાં, એમ નિર્મળ કુવાનું પાણી ભરવા એક પછી એક ઝોળાં ચાલતાં આવતાં હતાં, ને પોતાનું યોવન રૂપી મોતી નંદવાય ન જાય, માટે હળવે હળવે હાથણીયોની માફક ચાલતી ગામ તરફ આવતી હતી.

ગામની શોભા પણ અતિ ખુશનુમા હતી, આગળ ચાલતાં એક દરબારગઢ આવી રહેલો હતો જેની અંદર વિચીત્ર પ્રકારની કારીગરીથી કારીગરોએ તૈયાર કરેલ, એક

સુંદર મકાન હતું. આ મકાનની અંદર રેહેનાર અતિ હુશીયાર, શૂરવીર, અને ન્યાય શાસ્ત્ર જાણુનાર, કાબેલ આ શેહેરનો રાજા માનસીંહ રહેતો હતો;

દરબારગઢની પાસે એક મોટો ફુવારો આવી રહેલો હતો તે ફુવારાની અંદર સોના રૂપાની રંગ બેરંગી માછલીયો મુકવાગાં આવી હતી, એટલુંજ નહીં પણ તેમાં સુશોભિત બનાવટી પંખીયોના ટોળાં ફુવારાની ચોમેર મૂકેલાં હતાં, અને ફુવારાની સઘળી બાજુએ બેંન્ચો મૂકવાગાં આવેલ હતી, જેનાપર નગરના સદ્ગૃહસ્થો ને માનસીંહના હજુરી માણુસો સાયંકાળને વખતે આરામ લેવાને માટે બેસતા હતા.

આ ફુવારાની પાસે એક સુશોભીત બાગ હતો. જેની શોભા ઘણી સુંદર ને મનને આનંદ પમાડનારી હતી, તે બાગની અંદર નાનાં પ્રકારનાં વૃક્ષો આવી રહેલાં શોભતાં હતાં, આ બાગની શોભા કૈલાસ બાગના સરીખી હતી, બાગની અંદર ભયંકર ને વિચિત્ર પ્રકારનાં વગડાગાં રેહેનાર જાનવરોને રાખવામાં આવેલ હતાં, વળી અંદરના ભાગમાં એક સુંદર મહાદેવનું દેરૂં હતું ને તેનીપાસે એક અન્નક્ષેત્ર હતું જ્યાં લુલા, પાંગળા વીગેરે અશકત માણુસોને અન્નાદીક ખોરાક આપવાગાં આવતો હતો, બીજી બાજુમાં એક ભવ્યમકાન હતું. જેમાં અનેક નાના બાળકોને પુરતી કેળવણી એક હુશીયાર, માસ્તરના હાથથી આપવામાં આવતી હતી.

આ શેહેરનો રાજા ન્યાયી ને ધર્મશીલ હતો. તેમજ તેની પ્રજા પણ તેવીજ હતી.

રાજા નિતિવાન હોવાથી પ્રજા ન્યાયી, ધર્મશીલ, મેહેનતુ, સંપીલી ને રાજ્યભક્તીગાં તત્પર રહે તેમાં કાંઇ

•

નવાઈ જેવું નથી. કેમકે કહેવત છે કે **यथा राजा तथा प्रजा**, રાજા માનસીંહના રાજ્યમાં રહેનાર–ધનાઢ્ય, ડાહ્યો, નિરલોભી, ગંભીર, વીગેરે ઉત્તમ ગુણોથી ભરપુર એવો એક ચંપાસુરચંદ્ર નામે શ્રીમંત નગરશેઠ હતો, તે પોતે શરીરે શદ્રઢ, બુદ્ધીમાન, નિરવ્યસની ને ગુણી હતો, તેનો ચેહેરો જોનારને આનંદ આપે તેવો મનોહર હતો, ને શરીર સાધારણ પુષ્ટ હતું.

ચંપાસુરચંદ્રની સ્ત્રી પણ રૂપમાં ઇંદ્રાણી સરખી, પતિવ્રતા, ડાહી, વિદ્યામાં કુશળ ને જ્ઞાનનો અંબાર હતી, તેનું નામ વિજ્યાગૌરી હતું. આ સ્ત્રી, પુરૂષ તથા સ્ત્રી એ કેવી રીતે ચાલવું તે સઘળું જાણતી હતી. જેથી પોતાના સ્વામીને પોતાના પ્રાણથી અધીક ચાહતી હતી. આ બાઈ ગાયન વિદ્યામાં ઘણીજ હુશીયાર તેમજ બીજા દરેક વિશયમાં શ્રેષ્ટતા સંપાદન કરી બેઠી હતી તેથી ચંપાસુરચંદ્ર તેને પોતાના પ્રાણથી અધીક ચાહતો હતો, ને બંનેની પ્રીતી ઉમદા મનની હતી. એટલુંજ નહીં પણ બંનેને એક પળ પણ અરસપરસ મુખારવીંદ જોયાવિના ચાલતું નહીં કેમકે શાસ્ત્રમાં પણ કહેલછે કે—

**संसार ताप दग्धानां, अमी विंश्रांति हेतवः ।**
**अपत्यंच कलत्रंच, सतां संगति हेवच ॥ १**

• અર્થ. સંસારના તાપથી બળીગએલાં માણસોને સુખ આપનાર આ વિશયો છે.

૧ સુંદર બાળક. ૨ હાસ્યમુખી. ૩ વિદ્વાન સ્ત્રી. વિદ્વાનની સંગત. આમાં વિદ્વાનની સંગતી શ્રેષ્ટ છે.

ઉપરના શ્લોકમાં બતાવ્યુંછે તેમ વિજ્યાગૌરી હાસ્યમુખી તેમજ વિદ્વાન હતી એટલે ચંપાસુરચંદ્રને અતિ વ્હાલી હોય તેમાં નવાઇ નહીં.

વિજયાગૌરી હમેશાં પોતાના પતિની આજ્ઞાનો અનુરોધ કરતી નહોતી. પણ તે આજ્ઞાને શિરચડાવી દીન પર દીન પ્રિતિમાં વધારો કરતી હતી. ઘરમાં નોકર ચાકર હતા તોપણ કેટલીક વખત પોતેજ ઘરનું સઘળું કામ કરતી હતી. કામ કરવામાં તે મેહેનતુ હોવાથી ઘરના સઘળાં કુંટુંબીયોને પ્રીય થઇ પડેલ હતી.

આ દંપતીના કેટલા દીવસ આનંદના ગયાબાદ આ મનોહર કાંતીની વિદ્વાન બાઇને પેટે એક પુત્ર ચૈત્ર શુદ એકાદશીને ગુરૂવારે, રાત્રીના બરાબર ૧૨ વાગતે પ્રસવ થયો. આથી શેઠને ઘણીજ ખુશી ઉપજી, એટલુંજ નહીં પણ આખા શેહેરમાં આનંદ વ્યાપી રહ્યો. ને નગ્રશેઠને ઘેર પુત્ર થયાથી દરબારમાં પણ સાકર વેંહેચાઇ. ને યાચકોને દાન અપાયાં, કેમકે ચંપાસુરચંદ્રને તેમજ રાજા માનસિંહને રાજા રૈયતનો સંબંધ નહીં પણ ગાઢ પ્રિતિથી ભાઇઓનો સંબંધ હતો.

ચંપાસુંરચંદ્રના ઘરમાં બાળગોપાળમાં આ પુત્રજ હતો, જેથી તે સર્વને કેટલો વહાલો હોય? થોડાદીવસે આ છોકરાનું નામ તેની વહાલી માતાએ કુસુમચંદ્ર પાડયું.

કુસુમચંદ્રનું મુખ ગોળ ને હરતું હતું, શરીર ગારવર્ણી હતું, નેત્ર કટાક્ષયુકત, અને કંદર્પની ભમરો બાંણાવલી જેવી દેખાતી હતી. મુખ રળીયામણું હતું ને માથાંના વાળ નાનાં પણ સુંદર હતા.

જ્યારે કુસુગચંદ્ર કાલું કાલું બોલવા શીખવાની, તેમજ ઘરના એક ઓરડામાંથી બીજા ઓરડામાં ગોઠણ ભેર ચાલી વચમાં નડતા ઉમરા વગેરે ઓળંગતા શીખતો હતો ત્યારે ચંપાસુરચંદ્ર તથાં વિજયાગૌરીના હર્ષનો કાંઈ પાર રેહેતો નહીં. હમેશાં જનાવરો પણ પોતાના બચ્ચાંપર ભગ્નુ

તા રાખી! વહાલથી તેને ચાટે છે. ને પોતાનું મીષ્ટ દુધ પાઈ મોટાં કરે છે. તો માણસો જેનામાં પ્રેરક પીતાએ અંગજ્ઞાન ને તર્કશક્તી બંને આપેલાં છે તેને પોતાના બચ્ચાંપર વિશેષ મમતા હોય તેમાં કાંઈ નવાઇ નથી!

શેઠ ઘણીક વેળા પોતાના આ નાના બચ્ચાને પોતાના હાથની કળાયપર બેસારી ગામમાં લઇ જતા હતા, આ વેળા કેટલીક અસુધરેલ સ્ત્રીયો તેવા નાના બાળકોનું મુખ ધોવાનું, ને સારાં કપડાં પેહેરાવવાનું જેમ બીલકુલ સંભારતીજ નથી તેમ આ વિજયાગૌરી બીલકુલ કરતી નહોતી. પણ તેને સુંદર આભુપણો પહેરાવી, કંઠમાં મોતીની માળા નાંખી, પગમાં ઝાંઝરીયો પેહેરાવી, કપાળમાં સુંદર ચાંડલો કરીનેજ બહાર મોકલતી. કુસુમચંદ્ર પણ શરીરે રૂપાળો તેમજ બીજા છોકરાની પેઠે ગંદો નહીં હોવાથી આ સર્વથી તે ઘણોજ રૂપાળો દેખાતો જે માણુસને તેને બોલાવવાનું મન ન થતું તે પણ તેને વ્હાલથી બચ્ચી કરીને તેડતા હતા, કુસમચંદ્ર જેમ જેમ મોટો થતો ગયો તેમ તેમ તે બહાદૂર તથા હુશીયાર થતો ગયો, પોતાની સારથના છોકરાઓની સાથે હમેશાં નવી નવી રમતો રમવા લાગ્યો, ને તેમાં તે સૌનો માનીતો. થઇ પડ્યો તે એટલે સુધી કે—છોકરાઓ તેને પૂછ્યા પછીજ જે રમત રમવી હોય તે રમે.

જ્યારે તે પાંચ વર્ષની ઉમરનો થયો ત્યારે ચંપાસુરચંદ્ર તથા વિજયાગૌરીએ નિશ્ચય કર્યો કે—હવે તેને થોડી થોડી વેળા રોજ નિશાળે મોકલો કેમકે.

विद्यानामनरस्यरूपमधिकं, प्रछन्नगुप्तंधनं
विद्याभोगकरीयशःसुखकरी, विद्यागुरूणांगुरुः ॥

विद्याबंधुजनोविदेशगमने, विद्यापरंदैवतं
विद्याराजसुपूजितेनहिधनं, विद्याविहीनःपशुः १

ભાવાર્થ—વિદ્યા તે ખરેખર પુરૂષનું મોટું ભુષણ છે, અભ્યતર ગુપ્ત ધન છે, તે ઉપભોગ, કીર્તિને સુખ ઉત્પન્ન કરનારી છે, તે સર્વ ગુરૂનો ગુરૂ છે, પ્રવાસમાં બંધુ સમાન છે ને તે એક મોટી શક્તિ છે. એવી જે વિદ્યા તેજ રાજાઓમાં પુજાય છે, પણ ધન પુજાતું નથી માટે વિદ્યા હીન પુરૂષ પશુ તુલ્ય છે.

તેમજ વળી—

नचोरहार्यनचराजग्राह्यं
नभ्रातृभाज्यनचभारकारि
व्ययेकृतेवर्धतएवनित्यं
विद्याधनंसर्वधनप्रधानम्. २

અર્થ—જે ચોરથી ચોરાતું નથી, રાજાથી છીનવી લેવાતું નથી, ભાઈ જેનો ભાગ પડાવી શકતો નથી, તેમ જે કાંઈ ભાર કરતી નથી ને જેમ જેમ વપરાય તેમ તેમ વૃદ્ધિ પામતી જાય છે એવું જે વિદ્યા રૂપીધન તે સર્વ ધનમાં મુખ્ય છે.

વળી—

सद्विद्यायदिकाचिन्ता, वराकोदरपूरणे ।
शुकोऽप्ययनमाप्नोति, हरेरामइतिब्रुवन् ॥१॥

ભાવાર્થ—જો સારી વિદ્યા પ્રાપ્ત કરી હોય તો દીન પુરૂષને પણ ભરણ પોષણ માટે શી ચીંતા? જુઓ કે હરે રામ એમ બોલવાથી એક પોપટ પણ ખાવાનું મેળવી શકે છે—

આવો વિચાર કરી કુસુમચંદ્રને નિશાળે મોકલ્યો, જ્યાં તે પ્રથમમાંતો કલાક બે કલાક બેસતો એટલે અતિ અકળાતો ને ઘેર માસ્તરની રજા લઇ આવતો રહેતો. પણ જેમ જેમ તેનું મન ત્યાં ચોંટતું ગયું ને નવા મિત્રોની સંખ્યા થવા માંડી તેમ તેમ તેનું મન ત્યાં આખા દીવસ રેહેવાને માટે પણ અકળાતું નહીં. ને જ્યારે આમ થયું ત્યારે તેને શિખવનાર શિક્ષકે પણ તેનાપર સારી મેહેનત લેવા માંડી. લગભગ ૬ માસમાં તો તે સોળે આંક તથા કક્કો બારાક્ષરી લખતાં વાંચતાં શીખી ગયો. ને પેહેલી ચોપડીમાં ગયો આહીં આગળ તેને પોતાની નગરીના પાટવી કુમાર સવૈસંગની સારી દોસ્તી બંધાઈ. કેમકે બંને સરખી વયના તેમજ એકજ વર્ગમાં ભણુતા હતા. વળી તેમાં કુસુમચંદ્ર ચંચળ બુધ્ધીનો હોવાથી વર્ગમાં ઉપર નંબર રાખનાર હતો જેથી સવૈસંગે તેની પ્રીતિ બાંધવાને કશી પણ આનાકાની કરી નહીં.

બંને મિત્રો હમેશાં સાથે નિશાળે જાય ને ત્યાંથી રજા આપે ત્યારે વાતો કરતા કરતા સાથેજ આવે તેમાં પણ કુસુમચંદ્ર તો વખતો વખત પોતાના માબાપને કહીને સવૈસંગ પાસે વારંવાર દરબારમાં રમવાને પણ જવા લાગ્યો.

એ તો સાધારણ નિયમજ છે કે—વારંવાર પાસે રહેવાથી પ્રિતિની ગાંઠ વધારે સજ્જડ બંધાયજ તે મુજબ આ બંને બાળકોને અરસપરસ પ્રિતિની સારી ગાંઠ બંધાઈ. તે એટલી બધી કે કુસુમચંદ્ર જો સવૈસંગ પાસે ન ગયો હોય તો સવૈસંગ એક કલાકમાં બે ત્રણ માણસો મોકલે ને તેને તેડાવે ત્યારેજ પોતાને ગમે.

બંને મિત્રોએ સાથે રહી સારો અભ્યાસ કરી લગભગ ૧૨ વર્ષની ઉમરમાંતો ગુજરાતી તથા ઈંગ્રેજીનું સારૂં

ગ્નાન સંપાદન કર્યું. ને મેટ્રીક્યુલેટેડ થયા.

એક વેળા સવૈસંગ પોતાના ખાનગી રીડીંગરૂમની અંદર એકલો બેઠો હતો, ને તર્કના ઘોડા દોડાવતો હતો, તે વેળા તેના મનમાં એમ આવ્યું કે—હવે આપણે અભ્યાસ કરવો મૂકી દેવો. આવા વિચારો કરછે એવામાં કુસમચંદ્ર ત્યાં આવી ચડયો ને પોતાના મિત્રને ખુશી ખબર પૂછી. વાતો કરતાં સવૈસંગે કહ્યું કે—હવે મારી મરજી અભ્યાસ કરવાને નથી. આ સાંભળી કુસુમચંદ્રે તરતજ તેને કહ્યું કે મિત્ર—હજી આપણે ઘણુ જોવાનું તેમજ શીખવાનું બાકી છે. હજી આપણે એક ઘાસની ગંજીમાંની ખડની એક સળી ઉપર વળગેલા ફોતરા જેટલું પણ જ્ઞાન મેળવ્યું નથી. તેટલામાંજ તમે કહોછો કે હવે મારી મરજી નથી એ શું કહેવાય? જુઓ મને મારા પિતાએ કેળવણી લીધાથી થતા ફાયદા વિશેનો આ એક નિબંધ આપેલો છે તેમાં કેવું લખેલ છે. (બંને જણા વાંચે છે.)

કેળવણી એટલે જેમ તળાવના બાઝી ગએલા પીંડાને કુંભાર રાખ ભેળીને વાસણ બનાવવા લાયક કરેછે, જેમ ભઠ્ઠીના ચુનામાં કાંકરા ભેળીને ચણવા લાયક કરે છે ને તેને કેળવાએલો ગારો કે કોલ કહેછે તેમજ આપણને સર્વ શક્તીમાન પરમેશ્વરે જે બુદ્ધી આપી છે તેને તેમની મદદથી વિસ્તારી મોટી કરવી તેનું નામ કેળવણી. કેળવણી વગર માણસ શોભતો નથી. દ્રષ્ટાંત તરીકે જેમ મૂર્ત્તિ છે તે પથ્થરની બનેલી છે પણ પથ્થર તે કાંઇ મૂર્ત્તિ કહેવાય નહીં. પણ જ્યારે તેને ઘડે, કંડારે, અને લુગડાં અગર ઘરેણાંથી શણગારે ત્યારેજ મૂર્ત્તિ કહેવાય. વળી લુગડાં વગરનો-માણુસ જેમ શોભતો નથી તેમ વિદ્યા વગરનો માણુસ શોભતો નથી. વિદ્યા વગરનો માણુસ પશુના બરા-

બર છે, જુઓ આપણા પ્રખ્યાત કવિ દલપતરામ વિદ્યાને
માટે શું કહે છે તે સાંભળો.

પઢેલો નહીં તે પશુ તુલ્ય પ્રાણી,
પઢેલોજ તે માનવીમાં પ્રમાણી;
ધરો નારીને મર્દનો એજ ધારો,
સુધારો થવા શુદ્ધ વિદ્યા વધારો. ૧
પઢેલો કદી તે કરે કષ્ટ ચૂરો,
પઢેલો નહીં તેજ પસ્તાય પૂરો;
પછી માનશે ધીઃક આ જન્મ મારો,
સુધારો થવા શુદ્ધ વિદ્યા વધારો. ૨
ખરેખાત વિદ્યા ખજાનો ન ખૂટે,
ઠગે ના ઠગારા લૂટારા ન લૂટે,
જુઓ જે વડે જીવ જીવે હજારો,
સુધારો થવા શુદ્ધ વિદ્યા વધારો. ૩

વળી જુઓ વિદ્યા કેવી છે તે હજારોની પાલણ ક-
ર્તા છે તેને કોઇ ચોરી જતું નથી, કોઇ લુંટી લેતું નથી,
તે ભાર કરતી નથી, ભાઇ તેમાંથી ભાગ માગી શકતો નથી,
વળી તે વાપરવાથી ઓછી થતી નથી, પણ ઉલટી વધે છે.
તે સુખમાં તેમજ દુઃખમાં એક સરખી રીતે મદદ કરેછે
પણ જેમ ઘણું ચળકતું હથીયાર ઘણા દહાડા રાખી મૂ-
કીએ તો કટાઇ જાયછે, વળી વિદ્યા ત્રીપક્ષી કહેવાયછે એ-
ટલે ત્રણ પખવાડીયાં જો સંભાળ નહીં લીધી હોય તો
સંગત છોડી ચાલી જાયછે. નિતિ શાસ્ત્રો વિદ્યાને
માટે શું કહેછે તે સાંભળો. "**पठतो नास्ति मुर्खत्वं**"
ભણવાથી મૂર્ખાઇ દૂર થાયછે. અને "**विद्या मित्र प्रवा-
से**" પ્રવાસમાં વિદ્યા મિત્ર સમાન છે, વળી વિદ્યા કેવીછે કે.

* नचोरचोर्य नचराजहार्यं
नभ्रातृभाज्यं नचभारकारि
व्ययेकृते वर्धतएवनित्यं
विद्याधनं सर्वधनप्रधानम

તેને ચોર ચોરી જતો નથી, રાજા લૂંટી શકતો નથી, ભાઈ ભાગ માગતો નથી, અને જેમ વપરાય છે તેમ વૃદ્ધી પામે છે. માટે વિદ્યા સર્વે ધનમાં મુખ્ય છે.

વળી—

विद्याबंधुजनोविदेशगमने, विद्यापरंदैवतं
विद्याराजसुपुज्यतेनहिधनं, विद्याविहीन:पशुः१

વિદ્યા પ્રવાસમાં બંધુ સમાન છે, ને તે એક મોટી શકતી છે, એવી વિદ્યા તે રાજાઓમાં પુજાય છે, કાંઇ ધન પુજાતું નથી માટે વિદ્યાહીન પુરૂષ પશુ તુલ્ય છે.

વળી—

अहारनिद्रभयमैथुना, समानिचैतानिनृणांपशूनाम्
ज्ञानंनराणामधिकोविशेषो,ज्ञानेनहीनाःपशुभिःसमाना:

અહાર, નિદ્રા, અને મૈથુન એ માણસ અને પશુમાં સમાન છે. મનુષ્યમાં ફકત જ્ઞાન તે વિશેષ છે, માટે જેનામાં જ્ઞાન નથી તે પશુ સમાનજ છે.

ઉપરનો સર્વ શ્લોકોથી ખાત્રી થઈ હશે કે—વિદ્યાએ અમુલ્ય ચીજ છે તોપણ ઘણાં છોકરાંઓના માબાપો પોતાનાં છોકરાંને અજ્ઞાન રાખેછે માટે જે બાપ પોતાના છોકરાને ભણાવતો નથી તેજ તેનો શત્રુ છે. જેઓ ભણાવે છે તેઓમાંનાં કેટલાક પોતાના છોકરાને લખતાં વાંચતાં આ-

* આ શ્લોક આગળ આવી ગએલોછે.

વડચું એટલે હવે ભણી રહ્યા એમ ગણી નિશાળેથી ઉઠા-
ડી લેછે ને પછી આવાં છોકરાં પૂરી કેળવણી નહીં લેવાથી
હલકી નોકરી કરી યા હલકો વેપાર કરી સદાને માટે દુઃખ
ભોગવે છે, આવાં છોકરાંનાં માબાપોને જેટલો ધીઃકાર ક-
રીએ તેટલો ઓછો છે.

અસલ આપણો દેશ વિદ્યાથી ભરપુર હતો. આપ-
ણા અસલના આર્યોમાં ભવભૂતિ ને કાળીદાસ કાવ્યમાં કુ-
શળ હતા, આર્યભટ્ટ ગણીતશાસ્ત્રમાં ને ખગોળવિદ્યામાં
કુશળ હતા, અને રૂક્ષ્મણી, લીલાવતી, સીતા, વીગેરે સ્ત્રી-
યો પણ ભણેલી હતી, તેથીજ આ આર્ય દેશની કિર્ત્તિ
અન્ય દેશોમાં પ્રસરી રહી હતી. તે વખતે વિદ્યાદેવીના
મિત્રો, સંપ, ન્યાય, સત્યતા ને નિતિ આર્ય પ્રજામાં શોભી
રહી હતી. ઠામ ઠામ મોટી શાળાઓને હુન્નર શાળાઓ હ-
તી જેમાં આર્ય સ્ત્રી પુરૂષો ભણી પોત પોતાને ધંધે વળ-
ગતા હતા પણ નોકરીની આશા તો તેઓ થોડીજ રાખ-
તા. કેમકે તેઓ એમજ સમજતા હતા કે—ઉત્તમ ખેતી,
મધ્યમ વેપાર, ને કનિષ્ટ નોકરી અને નફટ ભીખ. આ
કહેવત તેઓ હમેશાં યાદ રાખતા, ને અન્ય દેશોમાં વે-
પાર અર્થે જતા.

ભાઇ—આપણા અસલના આર્યો કેળવણીમાં ઘણા
ચઢી આવતા હતા તેથી તેઓ બીજા દેશોમાં જઇ પુષ્કળ
પૈસો કમાઇ આવતા હતા. તેઓ જાવા, જંગબાર, બસરા,
મોરીસા, રંગુન, મસ્તક, ને સિલોન વીગેરે દૂર દેશોમાં
મોટી સફરો કરતા હતા. જાવા વિશે લોકોમાં એવી કેહે-
વત તે વેળા ચાલતી કે "જે જાય જાવે તે પાછો ન
આવે, જો આવે તો છોકરાંનાં છોકરાં ચાવે તેટલું ધન
લાવે." સાંભળનાર માનશે કે ત્યાં સોના રૂપાના ઢગલા પડયા
હશે પણ તેમ નહોતું. ત્યાંના લોકો છેક જંગલી હાલતમાં હતા,

અને વિદ્યા શું ચીજ છે તે સમજતા નહોતા, જેથી આર્યો ત્યાં જઇ દુકાનો માંડતા. અને તેને લોટ, દાળ, કપડાં વીગેરે આપી તે દેશમાં નિપજતો અમુલ્ય મસાલો લેતા હતા. જેની આપણા દેશમાં આઠ કે દસ ગણી કીંમત ઉપજતી હતી. વળી જંગબારના જંગલી મુસલમાનોને કપડાં વીગેરે આપી હાથી દાંત અને સુવર્ણ રજ લેતા હતા. જેમાંથી બુદ્ધીના બળે કીમતી સોનું પેદા કરતા. આ મુજબ વેપારથી અને હિંદુસ્તાનમાં નીપજતા અગણીત માલથી પુષ્કળ પૈસો ધસડાઇ આવતો. જેથી તેઓ સર્વે વાતે સુખી હતા.

જ્યારે પરદેશી રાજા આ આર્ય દેશપર ચડી આવવા લાગ્યા ને લોભમાં લુબ્ધ બની અતિ જુલમ કરવા લાગ્યા ત્યારે પછી વિદ્યાને સૌએ એક બાજુએ મૂકેલ, જેથી દેશાટણ કરવું નવા હુન્નર શોધવા વીગેરે બાબતોનો વિચાર તેને ક્યાંથી આવેજ ? આમ રફતે રફતે આપણા દેશની પડતી થઈ. પણ સારા ભાગ્યે હાલમાં કેળવણી લેવાને જોઇતી સગવડો થવા માંડી છે. ઠેકાણે ઠેકાણે નિશાળો ઉઘડી છે ને તેમાં નિતિ તેમજ વ્યવ્હારાદીક કેળવણી અપાય છે તેમ છતાં તેનો લાભ ન લે તો પછી તેના જેવો કોણ મુર્ખ. ઉપર મુજબ નિબંધનું એક પાનું વાંચતાંજ સર્વસંગ તરતજ બોલ્યો ભાઈ અત્યારે આપણે કોલેજમાં જવાનો વખત થવા આવેલ છે ને આ નીબંધનો ઘણો ભાગ હજી વાંચવાનો છે, જેથી તે ફુરસદની વેળા વાંચી પૂરો કરીશું. પણ અત્યારે તો તે બંધ રાખો. વળી મારા મનમાં પણ ખાત્રી થઇ છે કે—

**रूपयौवनसंपन्ना, विशाळकुलसंभवाः ॥**
**विद्याहिनानशोभन्ते, निर्गंधाइवकिंशुकाः ?**

અર્થ—રૂપ એને જોબનથી સંપુર્ણછે વળી સારા કુ-

ળમાં ઉત્પન થયો છે છતાં જો તે વિદ્યાથી સંપૂર્ણ નથી તો સુંગધ વિનાના ખાખરાના ફૂલસમ શોભતો નથી. તેમજ વળી—

**कामधेनुगुणाविद्या, यकालेफलदायिनी;**
**प्रवासेमातृसदृशी, विद्यागुप्तधनंस्मृतं. ॥२॥**

અર્થ—વિદ્યાના ગુણ કામધેનુ ગાયની માફક છે. વિદ્યા અકસ્માત ફળ આપેછે. મુસાફરીમાં તે આપણું પોષણ કરેછે. ને વિદ્યા એ ગુપ્ત ધન છે. તેથી વિદ્યાનો વધારો કરવોજ.

આ મુજબ કુસુમચંદ્રે જ્યારે પોતાના મિત્રનું વલણ વિદ્યા તરફ વળ્યું ત્યારે નિબંધ વાંચવો કોરે મૂકી કોલેજમાં જવાનો વખત લીધો. ને બંને મિત્રો સાથે સાથે વાતો કરતા કરતા કોલેજ તરફ ગયા.

કેટલોક વખત આમરોજ સાથે સાથે કોલેજે જતા હતા. ને છેલ્લે M. A. ની પરીક્ષામાં દાખલ થયા, ને ત્યાં આગળથી પોતાની મેહેનતના બદલામાં સાબાશી મેળવી, સારે નંબરે પાસ થયાના સર્ટિફિકેટ મેળવ્યાં.

હવે સવાઇસંગના પિતા વૃદ્ધ હોવાથી તેણે અભ્યાસ આગળ ચલાવવો બંધ કર્યો કેમકે રાજાઓનો ધર્મ છે કે ન્યાયશાસ્ત્રનું પણ અધ્યયન કરવું. આથી કુસુમચંદ્ર ઉદાશી સાથે પોતાના ઘરતરફ રવાના થયો.

---

## પ્રકરણ ૨ જું.

પ્રકાશચંદ્ર અને તેની પ્રિયા વિજ્યાગૌરી પોતાની નાનીની દીકરી પ્રેમગવરી રમાડતા હતા ને હાસ્યવિનોદાદીક વાતો કરતા હતા.—તે વેળા પ્રકાશચંદ્ર પોતાની પ્રિયાને કહેછે,

હે પ્રીયે ! આપણે ઘણાજ ભાગ્યશાળી છીએ કેમકે ઇશ્વ-
ર આપણાપર કેટલો માયાળુ છે. જો, આપણને કુસુમચન્દ્ર
જેવો પુત્ર છે કે જેણે આટલી નાની વયમાં કેવું સરસ
જ્ઞાન મેળવ્યું? વળી આ પ્રેમગવરી કે જે હજી કીશોર વયની
છે તોપણ તેનું મધુર ગાયન અને તેની લાવણ્યતા જોઇ
હું ઘણોજ ખુશી થાઉછું.

વળી હું કાલે પેઢીથી ચાકરો સાથે ઘર તરફ આ-
વતો હતો. તે દરમીયાનમાં બજારમાં કેટલાક બાળકો પ-
રસ્પર વાતો કરતા મારા તરફ આંગળી કરી "આ કુસુ-
મચંદ્રના પિતા" એમ બોલી બીજાને બતાવતા હતા. ને
તેની સાથે તે એમ પણ બોલતા હતા કે ખરેખર કુસુ-
મચંદ્રે પોતાની ૧૮ વર્ષની નાની વયમાં M. A. ની
પરીક્ષામાં પસાર થઇ અતિ સારૂ જ્ઞાન મેળવ્યું, આવો
હુશીયાર છોકરો આ શહેરની અંદર બીજો કોઇ નથી.
આ વાક્યો સાંભળીને મારા હૃદયને કેટલો આનંદ થયો
હશે વારૂ ?

વિજયાગૌરી બોલી—એમાં નવાઈ શી. પુત્ર સારો
થાય તો માબાપને અને આખા કુટુંબને દીપાવેછે, કેમકે
પુ=નર્ક+ત્ર=તારનાર એટલે નર્કમાંથી તારનાર તેનું નામજ
પુત્ર. વળી કેટલાક શ્લોકોમાં પણ કહેલછે કે—

**एकेनापिसुव्रक्षेण, पुष्पीतेनसुगंधीनाः ॥**
**वासितंतद्वनंसर्वसुपुत्रेणकुलंयथा ॥ १ ॥**

ભાવાર્થ—વન ઘણું મોટું છે તોપણ એક સુગંધી-
વાળા ઝાડથી સુગંધીવાળુ ને શોભાયમાન થાયછે, તેજ
મુજબ એક પણ જો સારો છોકરો હોય તો તેના વડે
બધું કુળ શોભાયમાન થાયછે, વળી ખરાબ પુત્ર હોવા-
થી કેટલા માઠાં ફળ થાયછે.

**एकेनसुष्कवृक्षेण, दह्यमानेनवन्हिना**
**दह्यतेतद्वनंसर्वं, कुपुत्रेणकुलंयथा.**

ભાવાર્થ—અરણ્ય મોટું વિશાળ છે. અને ઘણા એક ફુલવાન ઝાડથી સંપન્ન છે, એવા ઘણાં ઝાડો છે પણ એક સુકું ઝાડ અગ્નીથી બળતું હોય તો તે બધા લીલાને બાળેછે તેમ એક કુપુત્ર આખા કુટુંબને બુડાડે છે.

વળી શાસ્ત્રમાં કહેલ છેકે—ઘણાં છોકરાં હોય તે કરતાં એક સુપુત્ર હોય તે સારો—જુઓ—

**किंजातैर्बहुभिःपुत्रैःशोकसंतापकारकैः**
**परमेकःकुलालंबी यत्रविश्राम्यतेकुलं**

ભાવાર્થ—સંતાપ કરનારા ઘણા છોકરાં થાય તે શા કામના ? પણ કુળનો અવલંબી એટલે પાલણ પોષણ કરનાર એટલે જેના આશ્રયે કરીને બધું કુળ સુખ પામે એવો એક પુત્ર હોય તે સારો.

વળી પુત્ર કોનું નામ—

**तेपुत्रायेयत्रपितुर्भक्ता, सपितायस्तुपोषकः**
**तन्मित्रंविश्वासेः साभार्यायत्रनिर्वृतिः ॥१॥**

ભાવાર્થ—બાપની ચાકરી કરે તે પુત્ર. પાળી પોષીને ઉછેરે તેજ બાપ. જેનો મનમાં વિશ્વાસ તેજ મિત્ર ને દુઃખ મટાડી ને સુખ આપે તેજ સ્ત્રી.

માટે સુપુત્રથી કેટલો ફાયદો છે. અને કુપુત્રથી કેટલા બધા ગેરફાયદા છે આવા વાક્યો પોતાની પ્રીયાના મુખથી પ્રકાશચંદે સાંભળ્યા એટલે તેને ઘણોજ આનંદ થયો. અને બોલ્યા. વાહવાહ. પ્રીયા આપણે આ અવતાર કેવો સફળ ! જો શાસ્ત્રમાં પણ કહેલ છે કે—

ઉપર મુજબ વાતચીત ચાલેછે તેટલામાંજ કુસુમચંદ્ર

ઉદાશી ચેહેરે ઘેર આવ્યો તેના પિતાએ તેનું મુખ ઉદાશી જોઈને કહ્યું વ્હાલા પુત્ર તું કેમ શોકાતુર દેખાયછે. જે હકીકત હોય તે કહે. આ વાકય જેવાં તેના પિતાના મુખમાંથી નીકળ્યાં કે તુરતજ કુસુમચંદ્રનું મુખ રોયા જેવું થયું તરતજ તેના પીતાએ તેને છાતી સરસો ચાંપી ધીરજ આપી. ને આમ બનવાનું કારણ પૂછયું. એટલે તેણે ઘણીજ ગંભીરાઈથી જવાબ દીધો કે.—

પીતાજી આજે મારા મિત્ર સર્વસંગે પોતાના પિતા વૃદ્ધ હોવાથી ને વળી તેના પીતાની ખાસ ફરમાશથી આગળ અભ્યાસ કરવાનું બંધ કર્યું, ને રાજકાજમાં પડયા; જેથી હવે મારે અભ્યાસની અંદર એકલું રેહેવું પડશે. માટેજ મને દીલગીરી થઈછે. કેમકે શાસ્ત્રમાં કહેલછે કે.—

**एकाकिनतपोद्वाभ्यांपठनंगायनंत्रीभिः**
**चतुर्भिःगमनंक्षेत्रंपंचभिर्वहुभीरणाः**

અર્થ—તપ એકજ જણે કરવું. બે જણાએજ ભણવું, ત્રણ જણેજ ગાયન કરવું, કાંઈ જવુંતો ચારજણે જવું, ખેતરમાં પાંચ જણે કામ કરવું, અને યુદ્ધમાં જથ્થો જોઇએ.

ઉપરમુંજબ પુત્રનું મધુરવચન સાંભળી તેના પીતાએ પોતાના મનમાં કહ્યું કે—શાબશ પ્રીયપુત્ર. પુત્રથાઓ તો તારા જેવાજ થજો. વળી તેણે સ્વગતઃપોતાની પ્રીયાને કહ્યું—પ્રીયા જો બંને મિત્રોને પરસ્પર કેવી પ્રિતિની ગાંઠ બધાએલછે. જેથી કે એક બીજાને એક બીજા વિના ચાલતું નથી. આ સાંભળી તે પણ ઘણી ખુશી થઇને બોલી કે એ બંને મિત્રોનું જોડું અખંડીત રહે.

કુંશુચંદ્ર બોલ્યો—પીતાજી મિત્રજેવું રતન દુનીયામાં મળતું નથી" જો કે પૈસો મળે. રાજયમળે, પણ સત્તમિત્રતા મળે નહીં. બુંદીકોટાનો નૃપતિ શૂરો—ચાંપરાજહાડો જે કે

પોતાની પ્રીયાને માથે ખોટું આળ આવવાથી પોતાનું માથુ આપવાને માટે તૈયાર થએલ, પણ વળી તેના મનમાં આવ્યું. કે એકવેળા મારી સ્ત્રીને મળીને પછી મરવું. આ વિચારને બર લાવવાને માટે બાદશાહની રજા માગતાં બાદશાહે ઠરાવેલ મુદતે હાજર ન થવાય તો બદલે મરે તેવો જામીન માગ્યો જે વેળા તેના પહાડસીંહ નામે મિત્રે તે સરત સ્વીકારેલ. શાબાશ છે તે મિત્રને, કેમકે મિત્ર તો તેવોજ જોઇએ.

પિતા—દુનીયામાં પૈસાના સગાતો હજારો છે અને પૈસાથી હજારો મિત્રાત કરેછે. પણ ખરો મિત્ર જેને માટે એમ કહેવાયછે કે.—

## ગીતી.

હાની ગ્લાની હરનારો, સુખ વિશ્રાગનું ઠામ સદા જે છે;
મણીસમ બે અક્ષરનો, મિત્ર શબ્દ એ રચ્યો હશે કોણે.

તેવો મિત્ર મળવો કઠીન છે. મેં હાલમાં સર્વસંગની સાથે મિત્રતાની ગાંઠ બાંધીછે પણ તે આરસપરસ અમારા અંત:કરણમાં એવી છે કે—કોઇ દીવસ અમે તાળીયા મીત્રની ઉપમાને યોગ્ય નહીંજ કહેવાઇયે, પણ આ વેળા તેણે અભ્યાસ કરવો છોડી દીધો જેથી મને અતિશે ખેદ ઉત્પન્ન થાયછે કેમકે—હજી મારે ઘણું શીખવાનું છે, ને તે વેળા મારે કોઇ બીજાની સાથે અભ્યાસની અનુકુળતાને માટે સોબત કરવી પડશે. પણ—જેમ મણી પર્વતમાં હોયછે, પણ તે બધા પર્વતમાં નથી. વળી હાથીના કુંભસ્થળમાં મોતી હોયછે પણ તે બધા હાથીઓના કુંભસ્થળમાં નહીં તેમ મને જેવી સર્વસંગની સાથે અભ્યાસની અનુકુળતા હતી તેવી બીજે નહીં મળે; ખરે નહીંજ મળે.

ઉપર મુજબ કુસુમચંદ્ર પોતાના પિતા પાસે વાતો

કરેછે એટલામાં સર્વેસંગનો એક સિપાઈ હાથમાં એક કાગળ લઇ તેની પાસે આવ્યો, ને સલામ કરી કાગળ કુસુમચંદ્રના હાથમાં મૂક્યો.

કુસુમચંદ્રે તરતજ તે ફોડયો ને અંદર વાંચેછે તો—

– લગભગ ચાર વાગવા આવેલા છે. ને આજરોજ પાંચ વાગતે અત્રેની પ્રખ્યાત ગાર્ડનમાં આપણા ક્લાસના બીજા તમામ છોકરાઓની રૂબરૂમાં મારે મિત્રતા વિષે થોડું વ્યાખ્યાન પ્રિન્સીપલ ફરમાશ મુજબ દેવાનું છે. જે બાબત તમો જાણો છો માટે કામમાંથી ફુરસદ મેળવી થોડી વેળા અત્રે આવી જશો.

ઉપર મુજબ ચીઠી વાંચતાં કુસુમચંદ્રે સિપાઈ સાથે કહાવી મોકલ્યું કે—હું ૪॥ વાગે આપ પાસે આવીશ ને ત્યાંથી આપણે બંન્ને પરભાર્યા બગીચામાં જઇશું, એમ કેહેજો.

સિપાઈએ સર્વેસંગને તે ખબર આપી, ને થોડી વાર થઇ નહીં તેટલામાં કુસુમચંદ્ર પણ ત્યાં આવ્યા—કેટલીક બાબતની વાતચીતો—કર્યાબાદ નીબંધના પાના હાથમાં લઇ બંને મીત્રો ગાર્ડન તરફ રવાના થયા.—

ત્યાં ગયાં તે વેળા તેની ક્લાસના તમામ સ્કોલરોએ તેમને સનમાન દીધું. પછી સર્વેસંગે પોતે બનાવેલ મિત્ર વિષેનો નિબંધ વાંચવો શરૂ કર્યો.

## ॥ निबंध. ॥

મિત્ર એ સંસ્કૃત ભાષાનો શબ્દ છે. મી=દુઃખ+ત્ર= તારનાર એટલે દુઃખમાંથી તારનાર.—

મિત્ર એટલે શું. મિત્રથી શા શા ફાયદા ને નઠારા મિત્રથી શા શા ગેરફાયદા, મિત્ર ન હોવાથી શું નુકશાન, મિત્ર કેવો કરવો, તેની પરીક્ષા વીગેરે કેમ કરવી એ ઉદ્દેશને લગતું ફકત ટુંક બ્યાન હું આ પ્રસંગે આપ સર્વેની સમક્ષ નિવેદન કરૂંછું જે પર આ પુરતું લક્ષ ખેંચશો.

દુનીયામાં માણુસો જ્યારે જન્મેછે ત્યારે તેને પ્રથમ માબાપની પછી કુટુંબીઓની ને પછી મિત્રની એમ ક્રમવાર સોબત થાયછે. હવે ઉપર કહેલી બીજી સોબત કરતા મિત્રની સંગત વધારે કામની છે.

મિત્ર ચાર જાતના છે. ૧ તાળીયા. ૨ ગાળીયા. ૩ ચપટીયા. ૪ ખરેખરા મિત્ર. ઉપર કહેલા ત્રણ જાતના મિત્ર તે કાંઈ મિત્ર નથી કેમકે જ્યાં મળે ત્યાં તાળીનો સંબંધ. ૨ ગાળીયા એ જ્યાં એકઠા થાય ત્યાં એક બીજાને ગાળો દે, મશ્કરી કરે.

પ્રિત પુરાતની જાનકે, ઉત્તમ કુલકી લાજ;
સત વરસ જળમેં રહે, પથરી તજ તન આગ.

૩ ચપટીયા એ જ્યાં મળે ત્યાં ભાંગ સુંઘવાની, અફીણ ખાવાની, ગાંજો પીવાની કે એવી બીજી કેફી ચીજ પાવાની કે સુંઘવાની, તજવીજ કરે—

ઉપર મુજબના ત્રણે મિત્રો તો ફક્ત કહેવાના છે. પણ ખરો મિત્ર તો કવિ કહેછે કે.—

ઉત્સવ દુઃખ દુકાળમાં, રાજદ્વાર [૧]મશાણ;
દેશ બંડમાં નવ તજે, બાંધવ તેને જાણ.

એટલે ઉત્સવ વખતે, દુઃખમાં, દુકાળમાં, રાજ આફતમાં, સમશાનમાં, દેશમાં બંડ વખતે જે નથી તજતો તેનેજ ખરો મિત્ર જાણ.

તેમજ વળી—

ધુત જુઠાઇ ક્રોધને, કટુતા ફોડવી વાત;
મન ફેરવવું યાચના, મિત્ર દુષણ એ સાત.—

મિત્રની સાથે જુગાર રમવો, વાતમાં જુઠું બોલવું, ક્રોધ રાખવો, કડવું બોલવું, છાની વાત ઉઘાડી પાડવી, અવળું સમજાવવું, માગવું એ મિત્રના લક્ષણ નથી; કેમકે તેથી મિત્રાઇનો ભંગ થાય છે. જે મનુષ્યો પરસ્પર નિષ્ક-

૧ શમશાનમાં દહનક્રિયા સુધી પણ ન તજે.

પટપણાથી વસીને રહે અથવા બેમાંથી એકને કાંઇ દુઃખ આવી પડયું હોય ત્યારે તેમાં બીજો ભાગ લે તેમજ પરસ્પર મિત્રતા દેખાડે, મધુર શબ્દ બોલે ને એકને સુખે સુખીયો ને એકને દુઃખે દુઃખીયો થઈ સંકટ સમે એક બીજાને સહાય કરે એવી મનોવૃતી રાખે જેથી એક બીજાના મન એક બીજાના તરફ પ્રવર્ત્તન થાય તેનેજ અને તેવાનેજ મિત્ર કહે છે. વળી આવા પ્રકારની મનોવૃતિ જેના હૃદયમાંવાસ કરી રહેલીછે તેવાઓનીજ મિત્રાઇને ધન્ય છે.

મનુષ્ય પ્રાણીને આ સંસારમાં સુખ દેનારૂં મિત્ર જેવું બીજું કોઇ સાધન નથી, જ્યારે કોઇ પણ પુરૂષને ઘણી દોલત સાંપડી હોય અને જો તેને કોઇ પણ મીત્ર ન હોય તો તે સાંપડેલ દોલત શું કરે? જેમ ખટરસ ભોજન એકાંતમાં રૂચીકર થતાં નથી તેમજ મિત્ર વિનાના પુરૂષને તે દોલત થતાં સુખ થતું નથી. સુમિત્ર વિના તેને આ દુનીયા એક ઉજ્જડ લાગેછે. કેમકે સંકટ વેળા સલાહ દેનારો અને તેમાંથી મુકત કરનારો નહોવાથી તે ગાંડા જેવો બની જાયછે. તેને દુઃખ આવી પડયું હોય અને તેમાં ભાગ લેનાર મિત્ર નહોવાથી ઉલટો તેમાં બમણો વધારો થાય છે. દુઃખ એક બીજાને કેહેવાથી કેટલું ઓછું થાય છે.? આ વાતનો અનુભવ દરેક જણને હોયછે. ત્યારે કહો કે મિત્ર વિનાના પુરૂષને આવો લાભ શી રીતે પ્રાપ્ત થાય?

આપણી સુખદુઃખની વાતો કોઈ સાંભળનાર ન હોવાને લીધે આપણને ઉદાશી પ્રાપ્ત થાયછે. ટુંકામાં મારૂં એટલુંજ કહેવાનું કે તેને આ દુનીયામાં સુખ એ શું શબ્દ છે તેની બીલકુલ ખબર નથી. વળી કેટલાક પુરૂષો જેને કે થોડું નુકશાન થતું હોય—ને પોતાના મિત્રને ઘણો લાભ થતો હોય તો પોતાનું નુકશાન મોટા આનંદથી ભોગવી

મિત્રના લાભ તરફ મદદનીશ થાયછે, આવી વેળા તેના હૃદયમાં પરોપકાર સિવાય બીજો હેતુ હોતો નથી. આવાજ પ્રકારનો ઉદ્દેશ લાવી પરસ્પર મૈત્રી બાંધે તોજ તે મીત્રાઈમાં સુખ પ્રાપ્ત થાય—ને એક બીજાનું સારૂં થવાનો સંભવ રહેશે. આવાજ પ્રકારની મૈત્રી તેજ મીત્રાઇ કહેવાય.—

જ્યાં સુધી આપણાપર સંકટ આવી પડેલ નથી અને આપણી સ્થિતિ સારી છે ત્યાં સુધી સર્વ મિત્રો આગળ હાજર રહેછે. પણ જો આપણે માથે કોઇ આફત યા દુઃખ આવી પડ્યું તો તે વેળા જે આપણી સાથે રહે તેજ મિત્ર જાણવા. કેમકે બીજા જે (ઉપર ચોટીયા), મિત્રો ફક્ત ફોલી ખાવાને ભેગા થયા હશે તે તો તે વેળા મોં પણ નહીં બતાવે. આવો અનુભવ સૌને થોડો યા ઘણો હશે.

જ્યારે કોઈપણ માણસ આપણી દોસ્તી બાંધવાને આવે ત્યારે જેમ સોનાની પરિક્ષા થાયછે તેમ તેને પારખવો. જેમકે સોનાને પહેલું ધસેછે. પછી કટકા કરેછે, પછી ગાળે છે ને છેલ્લે ટીપીને તપાવે છે. તે મુજબ આપણે પણ નવા મિત્રોને વાતચીતથી, ચાલ ચલગતથી, ને તેના મનની નિમકસદથી પ્રથમ તેને જોવો. વળી એકાદી વાત તેને કહી તે તેના દીલમાં રહે છે કે નહીં તે તપાસવું વીગેરે વીગેરે બાબતનો અનુભવ મેળવીનેજ દોસ્તીનો હક બાંધવો. જેથી આગળ ઉપર આપણને નુકશાન ન થતાં સારૂં થાય.—

દુનિઆમાં મિત્રાઈ કરવાનો એટલોજ મુખ્ય હેતુ છે કે સંકટમાં એક બીજાને મદદ કરવી. જો આપણા મિત્રને કાંઇ સંકટ આવી પડ્યું ને તે વેળા જો આપણે તેને મદદ કરીએ તો તે આપણાપર સારો પ્રેમ રાખેજ. મિત્રાઇ કરવામાં અન્તઃકરણની સ્થીરતા, પ્રમાણીકપણું ને

વિચાર શીલતા એ ગુણો અવશ્ય હોવાં જોઈએ. જો આવા ગુણ હોય તો મીત્રની ખોટ નથી. જેનું અંતઃકરણ સ્થીર નથી વળી અપ્રમાણીક અને એકલપેટો છે તેની મિત્રાઈ કદી કરવી નહીં. કારણ કે તેથી આપણને નુકશાન થાય છે.

એકાદ વિષય ઉપર સંભાષણ થતું હોય અને એકનું બોલવું બીજાને ગમતું ન હોય તો તેથી તે બંને વચ્ચે દ્વેષભાવ ઉત્પન થાય છે જેથી તેઓ જાણે એક બીજાના શત્રુ હોય તેમ વર્ત્તે છે. આવા ઉદાહરણો કોઇ કોઇ વેળા બની આવેછે આપણા સ્નેહીનું બોલવું આપણા વિરૂદ્ધ થાય તો આપણે એમજ માનીએ છીએ કે તેની મતલબ આપણને હલકો પાડવાની હશે. પણ તેમ ન માનતા તેના બોલમાં વ્યાજબી કેટલું છે તે જોવું.

હમેશાં છૂટા મનથી તથા નમ્ર શબ્દથી બોલવું તે પણ મિત્રાઈ નિભાવવાનું એક લક્ષણ છે. કેટલાક સ્વભાવિક રીતે એવા હોય છે કે પોતાના મિત્રની ઠઠ્ઠા મશ્કરી કરવા મંડી જાય છે અને કેટલાકને તે ગમતી નથી. આપને અનુભવ ઉપરથી માલમ પડેલ હશે કે ઠઠ્ઠા મશ્કરી પરિણામે દુઃખકર્તા છે માટે જેમ બને તેમ ઠઠ્ઠા મશ્કરી કરવાની ટેવ ઓછી રહે તેમ કરવું કેમકે તેમ કર્યાથી મિત્રાઈ વધારે વાર ટકશે.

### દોહરા.

રાજ્ય મલે પૈસા મલે, મલે યુદ્ધમાં વીર;
ભાગ્ય વિના કદિ નહી મલે, સુમિત્ર જે ગંભીર. ૧

દુર્જન કેરા સાથમાં, સજ્જન તજે ન સાર;
ચંદન ઝેરી થાય ના, વ્યાળ યૂથમાં યાર. ૨

સમિર વાસ ભોજન મલે. ભાગ્યમે સહુ સ્હેલ;
(પણ) મિત્ર રત્ન સંસારમાં, મળવું છે મુશ્કેલ. ૩

આ સર્વ બાબત ધ્યાનમાં લેતાં હવે તમારે તમારા મિત્રો સાથે મિત્રાઇ નિભાવવાને માટે નીચેના નિયમ પ્રમાણે ચાલવું.

૧ મિત્રને આપત્તી વેળા મદદ કરવી. ૨ એક બીજાને પોતાના દીલની વાત કહેવી. ૩ મિત્રનું સારૂં કરતા તેને બૂરૂં લાગે તો તેથી કંટાળો ખાઈ તેમ ન કરવાને કદી મન કરવુંજ નહીં પણ ઉલટું તેને સમજાવવું, તેમ તે ન માને તો પોતે પોતાની ફરજ અદા કરવી. ૪ મિત્રની સ્ત્રીને બેન મુજબ ગણવી. ૫ પોતાના લાભના કરતા મિત્રના લાભ તરફ મનને વિષેસ દોડાવવું. ૬ મિત્રનું દુષણ પરાયાને ન કહેતા ધીમેથી તેનેજ કહેવું. ૭ પ્રસંગોપાત આપ લે નો વ્યવહાર ઓછો રાખવો.

ઉપર મુજબ જો કરશો તો તમારા મિત્રો તમારાપર હેત રાખશે. ને તમારે મિત્રનો ટોટો પડનાર નથી.

વળી મિત્ર કરતા પહેલાં ખૂબ વિચાર કરજો કે તે મિત્ર મિત્રાઈ કરવાને લાયક છે કે કેમ? કેમકે તેમ નહીં તો પછવાડેથી પસ્તાવું પડશે. જુઓ સજ્જન મિત્રના લક્ષણ કેવાં હોયછે?

એસી હોત, બ્રખાશમે, કરેત વૃક્ષસો પ્રિત.
પ્રાંણગયે, છાંડત નહીં, સો પ્રિતનકી રીત;

## શિખરણી છંદ.

કરે પ્યારાં કામો, દ્રઢમન થકી જે દીનતણા,
ઉદારી આભારી, સરસ રસ શોધે કસ ઘણાં;
અતિ ઉત્કંઠાથી, દિન જન તણી દાદજ સુંણી,
મણી શોધું મોટી, સજ્ન નિજ તે લક્ષણ તણી. ૧
સજે સારી વિધા, ચતુર થઇને ચિત્તજ હરે,
મનોહારી ભાનુ, ઉદયમય જ્ઞાને પરવરે;

ક્ષમા શોધી કેવાં, વિનયમય શબ્દો શુભછણી,
ગણી શોધું મોટી, સજ્જન નિજ તે લક્ષણ તણી. ૨
વળી ખોળી ખાણો, ગુણીજન તણી જે ગતી ગ્રહે,
મહોત્સાહી મોટો, સરવે દુનિયામાં સુખ સહે;
રૂડાં એ છે રત્નો, ખલકપર ખોદી ચિતવણી,
ગણી શોધું મોટી, સજ્જન નિજ તે લક્ષણ તણી. ૩
ઘણી વિદ્યા ગ્રાહી, અગર પદને લાયકમળે,
કરો કિર્તિ કિલ્લો, સુજસ રસ ચૂસે પળપળે;
અહો આર્યા બંધું, પરશ કવિછે પારસમણી,
ગણી શોધું મોટી, સજ્જન નિજ તે લક્ષણ તણી. ૪

---

સુગન ખેલી પ્રેમકો, જોમન હીરા હોય,
ગણુ એરણુ બીચ ધર કરે, ખોટો ન ટકે કોય;
પ્રિતિ નિભાવન અતી કઠન, સમજ કરો નર કોય,
ભાંગ બખતતો સુગમહે, લેહારો મુશ્કેલ હોય.

નિબંધ પુરો થયા બાદ સઘળું મિત્રમંડળ, પોત પોતાના ઘર તરફ રવાને થયું.

## પ્રકરણ ત્રીજું.

કેટલાક દીવસ ખુશીના ગુજર્યા બાદ એક વખત પ્રકાશચંદ્ર પોતાની પ્રિયા વિજયાગૌરી સાથે વાતો કરતા સાંજને વખતે અગાશીમાં બેઠા છે એવામાં ચાકરે "ટાઈમ્સ ઓફ ઈંડીયા" નામનું એક ન્યુસપેપર શેઠના હાથમાં આપ્યું. જે ફોડી વાંચતાં કુસુમચંદ્ર L. L. B. ની પરીક્ષામાં ઘણે સારે નંબરે પાસ. એ ખબર વાંચી બંનેના આનંદનો કાંઈ પાર રહ્યો નહીં.

પોતાના વ્હાલા પુત્રની ઉંચી કેળવણી જોઇ માબાપો ખુશી થાય તેમાં કાંઇ નવાઇ નથી. આમ ખુશીમાં બેઠા

છે એટલે વિજયાગૌરીએ પોતાના પતિને ઘણા આગ્રહ સાથે હવે પુત્રનું વેવીશાળ કોઇ ઉંચ કુળની સરસ જ્ઞાન-વાળી કન્યા જોઇ કરવાને માટે વિનતિ કરી. જે બાબત શેઠે સારી રીતે ધ્યાનમાં લીધી ને હું તે વિચારમાં છું એમ જણાવ્યું.

આ વેળા કુસુમચંદ્રની નાની બેન પ્રેમગવરી પણ ત્યાં-જ ઉભેલાં હતાં જેથી શેઠે તેને હવે નિશાળે મોકલવાને માટે પોતાની પ્રિયાને જણાવ્યું ને બીજે દીવસે ખસુસ મોકલવાનું ઠરાવ્યું.

આમ વાતો કરે છે એવામાં આ અસ્થીર દેહનો કોઇને ભરૂસો નથી. તે પાણીના પરપોટાની માફક ચાલ્યો જાય છે. તે મુજબ વિજયાગૌરીના પેટમાં દુઃખાવો થવા માંડયો ને જોત જોતામાં તેનું બળ વધી ગયું, જેથી નોકર ચા-કરો સર્વની દોડા દોડ થવા લાગી ને શેહેરમાં ચારેમેર વાત ફેલાઇ ગઇ કે વિજયાગૌરીને અતિશે મંદવાડ થઇ ગયો છે. ડાકતરો વીગેરે પણ ત્યાં આવ્યાં ને એક બાજુથી શહેરના માણસોની જોવા આવવાની ગરદી થવા માંડી. ઘણાં ઘણાં ઉપાયો થવા લાગ્યા. પણ દરદ ઉલટું વધારે જોર કરવા લાગ્યું. આખર કુસુમચંદ્ર પોતે પોતાના મિત્ર સવૈસંગ પાસે બેઠો હતો ત્યાં આગળ આવી લાગલોજ તે ગાભરા જેવો બની ગયો ને આ ઓચીતું શું થયું એમ મનમાં લાવી ત્યાંથી ઘર તરફ આવવાને નિસર્યો ને સવૈસંગપણ પોતાના મિત્રની માતુશ્રીની ખબર લેવાને માટે તેની સા-થેજ આવ્યો—

બંને મિત્રો ઘેર આવ્યા ને જુએ છે તો પોતાની માતા ખાટલામાં સુતી હતી, ને મંદવાડ જોરથી વધતો હતો. તુરતજ ડાક્તર ત્યાં આવ્યા ને તેના હાથ તથા પગની

સ્નાયુ તપાસી પોતે દીલગીર જેવા બની ગયા. આથી કુ-સુમચંદ્રને વધારે ખેદ થવા માંડયો. ને તેં ડાકતરને કહેવા લાગ્યો. સાહેબ-તમોને કેમ લાગેછે? ડાકતરે કહ્યું કે ઇશ્વર બચાવશે? ડાકતર ગયા પછી સર્વને એમજ ભાસવા લાગ્યું કે—હવે તે બચે તેમ નથી તેથી સર્વ ઉદાસી—થવાલાગ્યા ને કેટલાકની આંખોમાંથી ચોધાર આંસુ ધરણીપર ઢળવા લાગ્યાં—કુસુમચંદ્રથી આવેલા પોતાની માનું દુઃખ જોઇ શકાયું નહીં. તેને તેનો વહાલોપ્યાર યાદ આવવા લાગ્યો. અને મનમાં બોલવા લાગ્યો. અરેરે—હતભાગી હું. કે—આ મારી નાની વયમાં હું નમાયો થઇ જવાનો. અરે મા! તારૂં મારાપરનું હેત એ શું, કદી ભુલી જઇશ! મા. હવે મને મારા પુત્ર એમ કહી કોણ બોલાવશે. અરે મારા સુખના દીવસોમાં આ અણધારી વિપત્તિ ક્યાંથી આવી પડી. અરે વિધાતા તને શું કહું? શું મને આવી રીતે મોટા દુઃખમાંજ નાંખવો હતો તો આટલી વેળા સુખથી કેમ રેહેવા દીધો? કેમકે હવે એકદમ મારાથી આ દુઃખનો બોજો કેમ ઉપડશે. આમ અતિ મુઝાંતો મનમાં બોલતો તે—રડવા લાગ્યો. ને પોતાની વાહાલી માના આ વખતના પલંગ પાસે રડતો રડતો બેઠો.

વિજયાગૌરી પણ પોતાના મનથી સમજી ગઇ હતી કે હવે મને આરામ થવાનો સંભવ ઓછો છે. જેથી તે પોતાના વ્હાલા પુત્રને આ વેળા અતિ ઉદાશીમાં ભાળીને ધીરેથી કહેવા લાગી.—

વ્હાલા પુત્ર—તું સારી પેડે સમજે છે કે—જેમ એક ઝાડને વિષે અનેક રંગના તથા અનેક જાતના ઘણાં પક્ષીઓ સાયંકાળની વેળા ભેગા થાય છે, ને રાતવાસો કરે છે પણ તે સઘળાં સવારમાં ઉડીને જુદી જુદી દીશાઓમાં ગમન કરી જાય છે તેમ આ સંસારમાં પણ

અનેક સ્વભાવવાળા, રૂપાળા ને ગુણવાળા પુરૂષો આવી મળેલા છે, પણ તે તો થોડીજ વારના સગાં જાણવાં. અરે જેમ રસ્તે ચાલતાં પંથી મળે, ને ભણતાં શિષ્ય ગુરૂભાવ બતાવે તેમ આ સંસારના સગાંપણુ જ્યાં તમારામાં કૈવત રહેલ છે ને રળવાની શકતી છે ત્યાં લગીજ પ્રેમ દૃષ્ટિથી જોશે. આ વાત યાદ રાખજે.

તું શા માટે દીલગીર થાય છે ! જે જન્મ્યું તે મરવાનું તો છેજ, અરે કોઇપણ-અમર રહેલ છે? કોઇ આજ, કોઈ કાલ, કોઇ વર્ષ ને કોઇ તેથી વધારે મુદતે પણ મરવાના તો ખરાંજ. નક્કી યાદ રાખ હે પ્રીય પુત્ર! ઉઘડ્યું તે કરમાવાને માટેજ. આ કાયા કાચા કુંભના જેવી છે. તેને ફુટી જતાં જેમ વાર ન લાગે તેમ દેહનો પણ ભરૂંસો નથી, માટે તે બાબતનો શોક કરવો તે મિથ્યા છે.

ભાઈ તું તો હવે મોટો થયો છે. વળી સમજણો છે, છતાં આ વેળા આમ દુઃખ લગાડવું તે તને ઉચીત નથી. હવે તો ધીરજ રાખવી. હમેશાં તારી નાની બેનને દુઃખ ન થવા દેવું. ને ગામમાં કિર્તિ વધે તેમ ચાલવું એ મારી તને ભલામણ છે. આ વાક્યો સાંભળતાં કુસુમચંદ્રની આંખોમાંથી આંસુની ધારા વેહેવાલાગી જેથી વિજયાગૌરીથી તે જોઇ શકાયું નહીં. તેની આ વેળાની ઘોળી થયેલી આંખમાંથી પણ આંસુ નીકળી પડયાં ને તે ગળગળી થઈ ગઇ. તુરતજ ત્યાં બેઠેલ પોતાની માને તેમજ પોતાના વહાલા પતિને હવે પોતે નીચે મુજબ ભલામણ દેવા લાગી. પ્રથમ પોતાની માને તે કહેવા લાગી—માજી—હવે હું સારી રીતે સમજી ગઇછું કે હું બચવાની નથી. અરે તે આજદીન સુધી મારા પર જે મમતા રાખેલ છે તે હું આ વેળા શું કહું? તારૂં હેત હું. * * * * *

પણ હવે મારે તને વિશેષ તો નહીં પણ એટલુંજ કહેવા-
નું છે કે—તું વિશેષ આક્રંદ કરીશ નહીં તારૂં શરીર
તેમ કરીશ તો નક્કી ખરાબ થશે. માટે ઇશ્વરના કૃત પાસે
બીજાનો ઉપાય નથી એમ ગણી મન વાળજે. વળી અ-
મારા અતિ વહાલથી ઉછરેલ લાડકાં બાળકોને તું વારે વાર
ધીરજ આપજે ને તેને મારી ખોટ પુરી પાડજે. જોજે તે
જરાએ દુઃખી ન થાય. તેને જોઈ તું મન વાળજે ને આ
બાળકોને તું કદીપણ ઓછું આવવા દઈશ નહીં હો!

વાહાલી મા—

ઉપર મુજબ પોતાની વહાલી માને કહ્યા પછી પ્રકાશ-
ચંદ્રને પોતાના બીછાના પાસે બોલાવી બીજાને ત્યાંથી રજા
આપી તે ગદગદીત કંઠે બોલી—પ્યારા પતિ આવેળા હું
આપનાથી સદાને માટે વિખૂટી પડું છું—હવે મારા વહા-
લાં બાળકો તમારે શરણે છે તેને કદી પણ કાંઈ ન્યુનતા
થવા દેશો નહીં. જેમ આજદીન સુધી તેને આપે મારી સ-
મક્ષ સર્વ તરેહના લાડ પૂરા કરેલાછે તેમ હવે પછી પણ
કરશો.

હવે તેઓ નમાયા થવાના, એટલે તેને વાતમાં વા-
તમાં ઓછું લાગશે માટે કદીપણ તેને ઉતાવળથી એક
શબ્દ કહેશો નહીં.

વળી કુસુમચંદ્ર તો સમજુ છે એટલે તે સારી રી-
તે સમજશેજ પણ આ નાની બાલુને તો ખૂબ સાચવ-
જો. આ બાબતમાં હું તમોને કહું તે મને ઉચીત ન ગણાય
કેમકે તે તમોને પણ તેટલાંજ વહાલાં છે છતાં પણ મારૂં
પ્રેમથી બંધાએલ મન બોલાવાને માટે રહ્યું નહીં.

ચંપાસુરચંદ્રે ઉત્તર દીધો પ્રીયા તારા જીવને ધીર-
જ રાખ. તારા પુત્રો તે મારા પુત્રો છે. તમને કદી પણ હું

ઓછું નહીં આવવા દઊં—તું તારી ગમતાનો હવે ત્યાગ કર ને ઇશ્વરનું સ્મરણ કર. કેમકે તેજ હવે સાથેનો સાચો સગો છે. કુસુમચંદ્રની કે પ્રેમગવરીની તારે જરા પણ ફીકર ન રાખવી. તે મને મારા જીવસમ વહાલા છે પ્રીયા—હું ખસુસ કહું છું કે એ મારા લાડકાં બાળકોને કદી પણ નહીં તરછોડું અરે નહીંજ તરછોડું! માટે આ વિચાર તો તારે તારા દીલમાં લાવવોજ નહીં.

વિજયાગૌરી આ સાંભળી બોલી પ્યારા પતિ, મને આપનો સંપુર્ણ ભરૂંસો છે કે આપ તેને નહીં તરછોડવાના પણ હવે હું તો * * * * ને આપ થોડી મુદતે પણ બીજી * * * તે વેળા આ મારા લાડકા બાળકોને વખતે દુઃખ થશે એમ લાગે છે. ચંપાસુરચંદ્રે તરતજ ઉત્તર દીધો—વ્હાલી એ શું બોલી અરે તારો વિયોગ હું મારી જીંદગીમાં ભુલનાર નથી. વળી તારી સાથેના સંબંધનું દુઃખ હું ભુલી જઇ કદી પણ બીજી સ્ત્રી કરૂં ? એમ કદી બનેજ નહીં ખરે બનેજ નહીં.

વળી તારા મનથી જો કદાપી આ મારા બોલનો ભરૂંસો ન આવતો હોય તો હું આ વેળા કસમ ખાઉં છું કે—હવે મારે બીજી સ્ત્રી કરવીજ નહીં એટલુંજ નહીં પણ કદાપી સૂર્ય પશ્ચિમ દિશામાં ઉગે, સમુદ્ર મર્યાદા મૂકે, સતિયો પોતાનું સત છોડે, નદીનાં પાણી અવળાં ચાલે, વિદ્વાન નિચ કામ કરે, કાયર સંગ્રામ જીતે, ધર્મરાજ દાદ સુણે નહીં, એ સઘળું થાય તોપણ હું આ વેળાના મારા કસમ પાળીશ. અરે પાળીશ. ને મારા બાળકોને નહીં તરછોડું નહીં તરછોડું. આ પછી વિજયાગૌરીએ ફરીથી પોતાના વહાલા પુત્ર કુસુમચંદ્ર તરફ મોં કરી તેને પોતાની છાતી સરસો દાબી રડતાં રડતાં કહ્યું પ્રીય પુત્ર, તારા વિના મા-

રે એક ઘડી પણ ચાલતું નહોતું તે હવે હું તને છોડી જવાની એમ કહી રડી પડી.

વળી તે રડતાં રડતાં બોલી—વ્હાલા પુત્ર ડાહ્યો થજે. અને તારા પીતાની આજ્ઞામાં રેહેજે તારા પિતાને કોઈ પણ દીવસ સંતાપીશ નહીં. તારી નાની બેનને તરછોડીશ નહીં અને સંપસંપીને સઘળા સાથે ચાલજે—વળી તે ગળગળી થઈ બોલી—બેટા હવે મારી છેલી મુલાકાત છે તમારૂં કલ્યાણ થાઓ. ને મારી શિખામણ ભુલીશ મા બેટા—!! ભાઈ મારા જવાથી તમોને દુઃખ લાગશે પણ તે દુઃખ ન લગાડવું તારા પિતા સમજુ છે તે તમોને કદી પણ દુઃખ થવાં દેશે નહીં. આમ તે કુસુમચંદ્રને શિખામણ દેછે જેના જવાબમાં કુસુમચંદ્ર અતિ મુંઝાએલ અંતઃકરણે કાંઈ બોલી શકયો નહીં. ને ગળગળો થઇ રોઇ પડયો. એટલે વિજ્યાગૌરીએ તેના મોં પર હાથ ફેરવી તેના આંસું લોયાં. આમ થાય છે. એટલામાં તેની આંખ ફરી ને પાસેના માણસોએ તુરતજ તેને ખાટલાપરથી ઉચકી ભોંયતળીએ લીધી એટલે તો તેનો અમર આત્મા તે ખોળીયું છોડી ચાલ્યો ગયો.

ઘરના સૌ માણસો રડાપીટ કરવા લાગ્યા ને ગામના માણસોને જેમ જેમ આ ખબર પડતી ગઈ તેમ તેમ તે ત્યાં ભેગા થવા લાગ્યા ને અતિ દીલગીર થવા લાગ્યા. નજીકના સગા તેમજ પાસેના પાડોશીયો ને વિજ્યાગૌરીનો સ્નેહ વધારે વધારે રોવરાવવા લાગ્યો.

આ વખત બીચારો કુસુમચંદ્ર તો ઘરના એક ખૂણા પાસે બેઠો બેઠો પોતાની જનનીના વિશ્લેષ શરપ્રહારના ઘાથી આક્રંદ કરતો હતો તેની પાસે ચાર પાંચ માણસો બેઠા હતા તે તેને ધીરજ આપતા હતા. પણ અરેરે માતાનો સ્નેહ શું તેને આ વેળા તે ધીરજથી યાદ ના આવે?

આ પછી તે શબને ત્યાંથી ઉપાડી સ્મશાન ભૂમી-માં લઇ જવામાં આવ્યું ને કાષ્ટાદીથી તેને દહન ક્રીયા કરી.

પ્રકાશચંદ્રની દીલગીરીનો પણ કાંઈ પાર રહેલો નહોતો તેને પોતાની પ્રિયાનો પ્યાર વારંવાર યાદ આવી, તેમજ કુસુમચંદ્ર તથા પ્રેમગૌરી હવે જાળવવા વીગેરેનું સાંભરતું ને મનમાં રોતો હતો.

આ વેળા પ્રેમગવરી તો ઘર આગળજ હતી તેની ઉમર ૭–૮ વર્ષની હતી એટલે તે સારી પેઠે જાણતી હતી કે— મારી વ્હાલી મા મરી ગઇ હવે હું તેનું મોં ભાળવાની નથી. આથી તે અતીષે રડતી.

ઉપરમુજબ પ્રકાશચંદ્રનું સઘળું કુટુંબ જેવું સુ-ખીરૂં હતું તેવુંજ દુઃખીરૂ થઇ ગયું.—કુસુમચંદ્ર સમજુ હોવાથી દુકાન તથા ઘર વિગેરેનો સઘળો વ્હેવ્હાર તેને માથેજ નાંખ્યો. થોડા દીવસ વિત્યાબાદ, પ્રેમગવરીને ઘરના કામમાં પ્રવિણ કરવા મંડયા. પ્રેમગવરી સમજુ ને ચપળ હતી. એટલે તેને રાંધતાં વીગેરે ટુંક મુદતમાં આવડયું. આથી પ્રકાશચંદ્રે પોતાની સાસુને કહ્યું કે—પ્રેમગવરી પાસે તમારે તમામ કામ કરાવવું કેમકે તેથી બે લાભ છે. એક તો તે કામ શીખે ને વળી—તે તેને સાસરે જાય ત્યારે મુંઝાય નહીં.

લગભગ છ માસમાં તો પ્રેમગવરીને તમામ કામ ઘણીજ ચોખવટથી કરતાં—આવડીગયું. એટલે પ્રકાશચંદ્રની સાસુ શિવબાઇ ડોશી પોતાને ઘેર ગયા—આ ડોશીને કાંઇ ફરજંદ નહોવાથી કુસુમચંદ્રને પ્રેમગવરી તેને પોતાના દોહી-ત્રો તે પુત્ર સમજ હતા.—

વિજયાગૌરીનો સ્નેહ તેના નાંના બાળકોને. મુદતના પ્રમાણમાં દુઃખ વિસારે પડતું ગયું તેમ તેમ થોડો સાંભ-રવા લાગ્યો. આવેળા છમાસ તો થઈ ગયા હતા. એક વેળા.

તેની મોટી ભાભી જેનું નામ પાર્વતિકુંવર કરીને હતું. તે—એ
આહ દુષ્ટને લોભી હતી.

હમેશાં ખરાબ માણુસો પારકાનું સારૂં જોઈ પોતા-
ના મનમાં બળેછે તેમ આ પાર્વતિ કુંવર પણ અગર જો
કે તેના છોકરાએ તેનું કદી બગાડયું નહોતું તોપણ બ-
બ્યાજ કરતી ને મનમાં વારંવાર એવું લાવતી કે—કુસુ-
મચંદ્ર આ વેળા જે સાહેબી ભોગવે છે તેમ મારો પુત્ર
શા સારૂ ન ભોગવે. કુસુમચંદ્રની મિલ્કતમાં શું મારા
પુત્રનો ભાગ નહીં. અગર જો કે તે તેના પિતાએજ મેળ-
વેલીછે તોપણ શું મારો છોકરો ભીખારી રહે ને તે સુખ
ભોગવે એ સારૂં દેખાય?

પાર્વતિકુંવર સારી રીતે જાણતી હતી કે—પોતા-
નો પુત્ર એક અક્ષર પણ નિશાળે જઇ શિખ્યો નહોતો.
હાલમાંતો તે જુગારીઓની સોબતમાં ને રાંડોમાંજ રખ-
ડવામાં દીવસ કાઢતો ને ઘર આગળ આવે ત્યારે થોડીવા-
ર રહે તેમાં પોતે શેરી આખીમાં જાણ કરે કે ભાઇના
પગલાં ઘર આગળ થયાંછે (મતલબ કંકાસથી) તો પણ
પાર્વતિકુવરનો પ્યાર તેનાપર હોય તેમાં કાંઇ નવાઇ નથી.

દુષ્ટ વિચારની પાર્વતિકુંવર હમેશાં પોતાના મનમાં
કઇ રીતે કુસુમચંદ્ર મારે વશ થાય તે ખોળ્યા કરતી આ-
મ વિચાર કરવાનું કારણ તો ફકત એજ હતું કે—તે
મારે વશ થાય તો પછી હું તેને ફોલી ફોલીને ખાઉં ને
સુખી થાઉં. પૈસો શું કરાવેછે.—આહાહા!!!

પાર્વતિકુંવરે એકવેળા પ્રકાશચંદ્રને પોતાને ઘેર
બોલાવી કહ્યુંકે—ભાઇ—આપણા કુંસુમચંદ્રનું સગપણ
મારા ભાઇની દીકરી નામે ઈંદુબા સાથે કરો તો સારૂં. કા-
રણકે—આપણા ઘરમાં એકજ ઘરની બે કન્યાઓ થાય.

ધ્રળી—તે રૂપાળી, ડાહી ને સદ્ગુણી છે. ઉમરમાં પણ હાલ વર્ષ ૧૨ની છે. જો તમારી મરજી હોયતો હું મારા ભાઇને તેડાવું.

પ્રકાશચંદ્ર સારી રીતે જાણતો હતો—પાર્વતિકું-વરનું માન જો હું નહીં રાખું તો તેનો હમેશનો કંકાસ મારે વેહોરી લેવો પડશે. આથી તેણે તે બાબત ધ્યાનમાં લેવાનું કહી રજા લીધી.—

પાર્વતિકુંવરને તો આ બાબતની વિશેષ ચીંવટ રહેલી હતી એટલે બીજે દિવસે ફરીથી પ્રકાશચંદ્રને બોલાવી અતિ આગ્રહ તે સગપણ કરવાને જણાવ્યું. આ વેળા પ્રકાશચંદ્રે કહ્યું કે—મારો વિચાર હું કુસુમચંદ્ર ને તેના મિત્ર મારફત જણાવી પછી તે વાતની કબુ-લત આપું.

પાર્વતિકુંવર તુરતજ ક્રોધથી બોલી—વળી એ શું જાણે. આજકાલના છોકરાને પૂછી પછી કબુલ કરૂં એમ બોલતાં શરમ નથી આવતી. જો તમારે હા પાડવી હોય તો તેમ નહીં તો નાપાડો. પણ આમ ખોટીરાતે લલચાવી ન રાખો. વળી જો મારૂં આટલું વેણુ તમારી પાસે નહીં રહે તો તમે નક્કી યાદ રાખજો કે હુંતો ફરીથી તમારી સાથે કદી બોલવાનીજ નહીં.

પ્રકાશચદ્રે મનમાં વિચાર્યું કે—જો કન્યા સારી તે-મજ રૂપાળી ને સદ્ગુણી હોય તો વળી પુત્રને શું પૂછવાનું છે. વળી આ મોટી ભાભીને રીસ ચડેછે મારા ઘરમાં અત્યારે કોઇ મોટું નથી જેથી મારે તેની ગરજ વારંવાર પડવાની માટે કદાપી તે છોડીના પિતા વીગેરેનો નીચ છે તોપણ કાદવમાં પડેલ પણ રત્ન ઉચકી લેવાને શી અડ-ચણ છે એમ લાવી સગપણ કરવાને હા પાડી ને સગપણ કબુલ કર્યું.

કુસુમચંદ્રને તો પોતાના સગપણની ખબર પણ નહોતી પણ જ્યારે તેના પિતા ઘેર આવ્યા ત્યારે તેણે તે વાત તેને જણાવેલ, જે વેળા શરમથી પોતે એક શબ્દ પણ બોલ્યા વગર પોતાના ખાનગી રીડીંગરૂમ (વાંચવાની ઓરડી)માં ચાલ્યો ગયો ને પોતાના મન સાથે અતિઉદાસીથી બોલવા લાગ્યો.

અરેરે—પાર્વતિ કાકીના ભાઈની છોડી જેને મેં ઘણી વેળા જોઈછે તો જેનામાં નથી રૂપ કે નથી આવડક. એટલુંજ નહીં પણ જેની જીવ્હાએ સજાવેલ પાનું તેની કૂઇના કરતાં વધારે પાણીવાળું છે તે શું હવે મારી અર્ધાંગના થવાની ના.

અરે શીવ! શીવ! જ્યાં પ્રેમની ગાંઠ બાંધવાની ત્યાં આવી રીતે થયું હવે તે પ્રેમ-અરે પ્રેમ જેના વડે માણસો અનંત સુખના ધામમાં આનંદમય વૃતિથી રહેછે, જેના વડે દુર્ઘટ કાર્ય પણ કરી શકાયછે ને જેના વડે માણસોમાં કિર્ત્તિની ધ્વજા ફેલાયછે તે પ્રેમની ગાંઠ હવે મારે એક અભણ, નિર્લજી ને અણ આવડકની બાળીકા સાથે બાંધવાનો—

મારા પિતા અરે સમજુ ગણાયછે ને તેણે આ વેળા મારા વાસ્તે પોતાની સમજણનો આવો ઉપયોગ કર્યો. ખરેખર મારા જેવો હતભાગી બીજો કોઈ નહીં. આમ વિચારમાંને વિચારમાં તે પોતાના દીવસ નિર્ગમન કરવા લાગ્યા. એ તો સધારણ છે કે—

ચિંતાથી ચતુરાઈ ઘટે, ઘટે રૂપ ગુણ જ્ઞાન.
ચિંતા બડી અભાગણી, ચિંતા ચિતા સમાન. ૧

તેમજ વળી—

**चिन्तानास्तिशरीरशोषणम्.**

એટલે ચીંતા જેવું શરીરને દુર્બળ કરનાર બીજું કાંઈ નથી તેમ કુસુમચંદ્રને પણ આ ફિકરે ઘેરી લીધો

એટલે તેનું શરીર હમેશાં દુર્બળ થવા લાગ્યું.

પ્રકાશચંદ્રની વય લગભગ ૪૦ વર્ષની થવા આવેલ હતી. તોપણ તેને ખોરાકીનું જોર હતું એટલે ઉમર લાગતી નહીં.

જ્યાં ખોરાકીનું જોર હોય છે ત્યાં યુવાની હમેશાં જાણે ન હોય તેમ રહેછે. આથી વિજયાગૌરીને પોતે આપેલા વચન તો તદન ભુલી જઈને કામપાશથી પીડાઇ વારંવાર પોતાનું લગ્ન ફરીથી કરવાનું વિચારવા ગંડ્યો.

કામ શું નથી કરતો. મોટામોટા યોગીઓના મનને ડગાવેછે. તો પ્રકાશચંદ્ર તે શી ગણતીમાં. આ વાત તેણે એકવેળા પોતાની ભાભી પાર્વતિને કહી એટલે તેણેતો તુરતજ હાપાડી ને તેમ કરવાને સુચવ્યું.

આમ સુચવવાનું તેને એજ કારણ હતું કે—કુસુમચંદ્રને પોતાના ભાઇની દીકરી પરણાવવાની છે તે પરણવાને કદાપી કુસુમચંદ્ર આનાકાની કરે તો આમ થયાથી તેના પિતાનો પ્યાર તેનાપરથી દીવસે દિવસે ઘટશે એટલે તેની આનાકાની તે ચાલે નહીં. વળી તે સારી રીતે સમજી ગઈ હતી કે—કુસુંમચંદ્ર તે સગપણથી નારાજ થએલો છેજ. એટલે આમ કરવાથી પછી તે પણ મને પૂંછવાને જ્યારે તેના પિતાની અપ્રીતી થશે ત્યારે આવશે.

છપ્પો.

નાવે ડાહાપણ કીધ, ન આવે વિદ્યા ભણતાં;<br>
નાવે કરતાં કપટ, ન આવે સદ્ગુણ ગણતાં.<br>
નાવે ગયે વિદેશ, ન આવે વેઠેયે દુઃખે;<br>
નાવે જણવે જોર, ન આવે ભમતાં ભૂખે.<br>
આવે ન પરાક્રમ પુરથી, નાવે લોભ લ્હુચા થકી;<br>
કહે કવી લક્ષ્મી રેહ તો, મળે કર્મ સંચા થકી.

——*૭*——

# પ્રકરણ ચોથું.

પ્રકાશચંદ્રની મનોવૃત્તિ બીજી વખત ઓરત કરવાની છે. આ વાત રફતે રફતે તેના સગા વહાલાને માલમ પડતી ગઇ. જે મળે તે તેને એમ કેહેવા માંડયા કે—હજી તમે ક્યાં ઘરડા થઈ ગયાછો વળી એટલું બધું શુ દુઃખ તમારા ઘરમાં છે. ખુશીથી ફરીથી લગ્ન કરવાં એમ ઠેકાણે ઠેકાણેથી તેને માણસો કહેવા લાગ્યાં—

વળી. કોઇ છાની રીતે એમ પણ બોલતા હતાકે—હવે કુસુમચંદ્રને પરણાવે ને સુખેથી રહે તેમાંજ આબરૂ છે. ધનાઢય છે એટલે લગ્ન કરવાને તો તેને અડચણ નથી પણ પોતાને મોટા મોટા છોકરાં છતાં ફરીથી લગ્ન કરીને દુઃખમાં શું કરવા પડવું પડેછે—પણ આવા વિચારવાળા તેને મોઢે કેહેનાર ઘણાજ થોડા નીકળતા.—

પ્રકાશચંદ્રની ભાભી પાર્વતિકુંવરના મનમાં તો પ્રકાશચંદ્રનો આ વિચાર—જલદીથી બર આણવાનો હતો. કેમકે તેમ ન કરે તો વળી કદાપી પ્રકાશચંદ્રનું મન પાછું ફરી જાય—આથી તે તે બાબતની ખોળ કર્યાજ કરતી હતી.

એક દિવસ મિનાપુર શેહેરનો રહીશ એક વિપ્ર પોતાની પાડોશમાં રહેનાર પોતાની [1]સખીને ઘેર તેનો સગો થતો હશે એટલે આવેલો, ને એક બે દિવસ ત્યાં રહ્યો. બાદ પ્રકાશચંદ્રનો વૈભવ વીગેરે જોયો. એટલે તેના મનમાં આવ્યું કે—મારી દીકરીનું લગ્ન જો આંહી થાય તો મને બે પૈસા સારી રીતે મળે.

દીકરી વેચનાર માબાપો નથી જોતા કે—હું મારી દિકરીને ક્યાં, કોને ને કેવાને આપુંછું. તે મુજબ આ બ્રા-

---

1 પાર્વતી કુંવરની.

ક્ષણનું પણ થયું. તેણે તે વાત પાર્વતિકુંવરને કાને પોંહ-ચડાવી ને પાર્વતિકુંવરે પ્રકાશચંદ્રને જણાવી.

ગમે તેમ પણ આ વેળા પ્રકાશચંદ્રે એકદમ હા-પાડી નહીં. પ્રથમતો તે કન્યા જોવાને એક માણસ મોક-લ્યો ને તે જોઇ આવ્યા બાદ શેઠને જ્યારે એમ ખાત્રી થઇ કે, કન્યા રૂપાળી છે. વળી ઉમરમાં પણ ૧૭—૧૮ વરસની છે ત્યારે. રૂ. ૩૦૦૦) આપવાનું ઠરાવી ફક્ત બેમાસ પછી-જ લગ્ન કરવાનો કરાર કર્યો ને તુરતજ સાકર વેહેંચાવી.

કુસુમચંદ્રને આ બાબતની ખબર પડી. ત્યારે તે પોતાના મનમાં દીલગીર થયો પણ પિતાને શું કહે? વળી તે સારી રીતે જાણતો હતો કે આ મારા પિતાએ ઘણુંજ ખોટું કર્યું છે. પણ હવે તેમાં ઉપાય નથી.

રાજદરબારમાં ખબર પડી એટલે પ્રકાશચંદ્રને ત્યાં બોલાવ્યા ને સૌએ ખુશીપો દેખાડયો.—

લગ્ન મુદત ઘણીજ ટુંકી હતી એટલે હવે સામગ્રી ઝડપથી તૈયાર કરાવવામાંડી—ને લગભગ ૧૫ દીવસ બાકી રહ્યા એટલે તો ઘરેણાં ગાંઠા વીગેરે સર્વ તૈયાર કરાવી લીધું.

ચાર દીવસ લગ્નમાં બાકીછે એટલે તો સગા વ્હા-લાને જાનમાં જવાને માટે તૈયાર રાખવાને સુચના કરાવી, ને પછી જાન જોડી.—

આ વેળા કુસુમચંદ્રને અતિ માઠું લાગ્યું. સમજુ છોકરાંને હમેશાં તેમ લાગેજ. તેને પોતાની વ્હાલી માતા-નો પ્યાર યાદ આવ્યો ને આંખમાં આંસુ ભરાઇ ગયા પણ તે જલદીથી લુચ્છી નાંખી જાણે ઉમંગમાં ન હોય તેમ પાછો ઉભો રહ્યો. તેના પિતા આ વેળા તેની મુખ કાંન્તિ વગેરેથી સમજી ગયા કે પુત્રને દીલગીરી થઇ છે પણ તે કાંઈજ બોલ્યા નહીં.

મહાસુદ ૫ ના લગ્ન કર્યાં ને ૧૦ મ. સુધી ત્યાં રહી જાન ઘર આગળ આવી. એટલે કુસુમચંદ્ર તથા પ્રેમગૌરી પોતાની નવી મા જેતું નામ શૃંગારકુંવર હતું તેને પગે લાગ્યા. ને સૌ તે વેળા તો ઘરમાં રેહેવા લાગ્યા—

નવી વહુ કાંઇ પ્રથમ ઘણા દીવસ રહેતી નથી તેમ તે વેળા કાંઇ ખરા રૂપ પ્રગટતી નથી એટલે મતલબ કે—જેમ બને તેમ ઓછું બોલવું ને લાજથી ચાલવું વીગેરે રાખેછે તેમ આને માટે પણ હતું. એટલે આ વેળા તો કુસુમચંદ્રપર તે મમતા રાખીને રહી.

પાર્વતિકુંવર હમેશાં પ્રકાશચંદ્રના ઘર આગળ દીવસનો ઘણો ભાગ રેહેતી ને શણુગારકુંવરને ઘેરનું સઘળું કામ બતાવતી વળી તે વારંવાર કેહેતી હતી કે—શણુગાર કુંવર—હવે ઘરના સઘળા કામની દેખરેખ તમારેજ રાખવાની છે. ચાકર નોકર ઉપર રોફ રાખજો. કેહેવત છે કે સ્ત્રીનું ઘરછે માટે જુઓ મારા દીયર તો હવે પોતાના કામમાં પડી ગયા. ને આ ઘર તને સોંપેલ છે માટે ડાહ્યા થઇને રેહેવું. કોઈનો વિશ્વાસ રાખવો નહીં, છોકરાંને સાચવવાં વીગેરે વિગેરે ઉપદેશ દેવા લાગી—

ઘણા દીવસો આમ સુખથી ગુજર્યા. બાદ એક વેળા શણુગારકુંવર તેમજ પાર્વતિકુંવર ઓરડાના ઉમર આગળ બેઠા છે ને વાતો કરે છે આ વેળા કુસુમચંદ્ર પોતાની મેડીમાં ગાયન કરતો કરતો વાંચેછે જે સાંભળી શૃંગારકુંવર પોતાની જેઠાણીને કેહેવા લાગી ભાભીજી જુઓ કુસુમચંદ્ર કેવા મધુર કંઠથી ગાયન કરે છે—ઇશ્વરે તેને રૂપ પણ એવુંજ આપેલ છે વળી આ સર્વ સાથે સારી વિદ્યા પણ લીધી એટલે તે બહુ વખણાય છે. આ સાંભળી પાર્વતિકુંવર બોલી. અરે તે તો ઇંગ્રેજી ભણેલોછે, હમેશાં

ઇંગ્રેજી ભણેલાના વિચાર સારા હોતાજ નથી, સાંભળેલ છે કે તે વ્યભીચારી છે, વળી તેના રૂપથી શું વળ્યું વીગેરે વીગેરે શબ્દો બોલી પાર્વતિકુંવરે પોતાની દેરાણીના મનમાં અવળું ઉતારવા માંડ્યું.

ખરેખર—

દુષ્ટ ન છોડે દુષ્ટતા, બડી હારે હુપાઇ,
તૈસે તજત ન શ્યામતા, ભીખ શિવ કંઠ બસાય—

ગતલબ—દુષ્ટ પોતાના અવગુણને છોડે નહીં. જેમ ઝેરને મહાદેવે પોતાના કંઠમાં રાખેલ છે તોપણ કાળું મ-ટયું નથી તેમ—

તેમજ વળી મતલબી શું ન કરી શકે? કેમકે તે—
અર્થી ન ગણે પાપ, અર્થી જગને નવ જૂએ,
અર્થી ન જાણે સાપ, પાણી પરીયાનું ખૂએ;
અર્થી કૂડાં કામ, કરે એકે નવ બિહે,
અર્થી બોળે નામ, લાખ લાંચ્છન શિર લીએ;
અર્થી તો જીવ આપે ખુએ, અર્થી અવગુણ નવ ગણે,
અર્થી આંખે દેખે નહીં, શામળ ભટ સાચું કહે.

તે મુજબ આ પાર્વતિકુંવર પણ પોતાના અર્થને સાર જેમ ફાવે તેમ બોલતી ને શૃંગારકુંવરને વારંવાર સુચવતી કે—તું તેની સાથે ઝાઝું બોલીશ નહીં વળી જો તે બોલાવે તો પૂછે તેનોજ ઉત્તર દેવો, આથી વિરૂદ્ધ રીતે વર્તશો તો તેમાં સુખ નહીં પામો. ઇંગ્રેજી ભણેલા કોઈ દિવસ સારા હોય નહીં, માબાપને તો તે સુતા વેચે, અત્યારથી તેણે તમોને વશ કરવાને ઉપાય કરવા માંડ્યા હશે પણ તમે તેનાથી છળાશો નહીં. આમ તેને વારંવાર કહેતી જેથી તેના દીલમાં કુસુમચંદ્રને માટે અવળા વિચાર ઉતરી ગયા.

હવે શૃંગારકુંવર ઘરના સર્વ કામમાં માહેતગાર થઇ હતી તેણે પોતાનું ઘર કરી ઘરને જાણ્યું હતું કેમકે બે

વરસ પરણ્યાને પૂરા થવા આવેલ હતા—

એક વેળા પાર્વતીકુંવર સાથે શૃંગાર વહુ કામ સારૂ જતા હતા. રસ્તાગાં જતાં એક સુંદર હવેલીની બારીગાં-થી પાર્વતિકુંવરને તેની બેનપણી ગીરજાકુંવરે હાક મારી ઉપર બોલાવી. આથી શણગારે પૂછ્યું તે કોણ છે.

પાર્વતિ બોલીતે મારી ગોઠણ છે માણસ બહુ ભલું છે. ચાલો ઉપર જઇએ, બંને ત્યાં ગયાં ને થોડી વાર વાતો કરી પાછા ઘર તરફ ગયાં—

શણગારને હવે આ એક નવી ગોઠણ મળી ને તેનો જીવ તેને મળવાને બે ચાર દીવસે એક વાર તો થ-તો. જેથી પાર્વતિકુંવરને પણ સારૂં લાગવા માંડ્યું, જુઓ ખરાબ માણસોને દોસ્તી પણ કેવી ગળેછે. આ ગીરજાકું-વર એક ગુણીકા હતી. વળી અગાઉ તેને દરબારે રાખી હતી.

ખરાબ માણસો હમેશાં સારી શિખામણતો ઓછી-જ આપેછે. હવે આ શણગારકુંવરને દીવસે દિવસે આવી નઠારી સોબત તેની જોડાણીની સોબતથી વધવા લાગી. ને તેમાં ફળ એટલુંજ નિકળ્યું કે—ઘરમાં કંકાસ છોકરા સાથે વધવા લાગ્યો, પણ આ બાબતની વાત પ્રકાશચંદ્રને હજી શૃંગારથી કહી શકાતી નહીં કેમકે છોકરા પર તેની પ્રીતી વધારે હતી. આથી તે વારંવાર પોતાની શોકના છોકરાને પોતાની સાથે ન રાખવાના ઘાટ ઘડયાજ કરતી ને તેગાં તેની બેનપણીઓ તેને સલાહ દેતી. ગાગગાં પણ આ બા-ઇની કિર્ત્તિ ઓછી થવા લાગી. પણ પ્રકાશચંદ્રને તે વાત કોણ કહે.

એક વેળા શણગાર વહુ પાર્વતિકુંવર સાથે બેઠી હતી ને વાતો કરતી હતી કે—દરબારમાંથી રાણીયોએ મને કહેવરાવેલ છે કે—સવૈસંગના લગ્ન વસંતપંચમીના છે તો

તે વેળા તમારે જાનમાં આવવું પડશે માટે મારે જવાનું થશે પાર્વતિકુંવરે કહ્યું તારે જવું નહીં કેમકે જો તું જઇશ તો ઘણા દીવસ લગી—ત્યાં ખોટી થવું પડશે ને તેમ થયાથી તારા ધણીનો પ્રેમ તારાપરથી ઓછો થશે ને છોકરાં પર પ્રીતિ વધશે આ વાત મનમાં રાખજે એમ કહી પાર્વતિકુંવર તેને ઘર ગઇ.

આગ તેને કરવાનું કારણ માત્ર પૈસોજ હતો, તે કેટલીક વખત શણગારને બોલવીને તેના પાસેથી છીનવી લેતી વલી તે સમજતી કે.

જર માતા ને તાત જાત તે જરથી જાણો,
ડાહાપણ પણ છે દામ દામ રાજાને રાણો;
સગાં સહોદર સર્વ દ્રવ્ય વણુજ વેપારી,
રંગને રૂપ અનુપ દ્રવ્ય તે ધીરજ ધારી;
સૌ જગત વશ્યું છે જરથકી ગરથ માંહી ગુણ બહુ ગણું,
સામળ કહે સ્વર્ગે સંચરે જોર હોય જો જરતણું— ૧
નિરધન બોલે સત્ય, કહે જરવાળો જુઠી,
નિરધન ગાંણું ગાય, જાય જર વાળો ઉઠી;
હા હા કહે સહુ લોક, વદે જરવાળો જુઠું,
રિધી ઉપર સહુ રાજી, રીધી પાખી સહુ ઉઠું;
ચૌદે વિદ્યાની ચાતુરી, ગરથ સાથ વાસો રહે,
વળી કર્મ ધર્મ ને સ્વર્ગ સઉ, કવી સામળ જરને કહે;

## પ્રકરણ પાંચમું.

પ્રકાશચંદ્ર—કેમ પ્રીયા— આજ તમે ઘણાંજ ખુશી દેખાઓ છો?

શૃંગારકુંવર—સ્વામિનાથ—હું નહોતી જાણતી કે કુસુમચંદ્રભાઇ આટલા બધા વિદ્વાન ને મધુરકંઠા છે! આજરોજ થોડીજ વાર પેહેલાં મેડીમાં એક સુંદર ગા-

યન કરતા હતા જેની અંદરની માધુર્ય એટલી બધી હતી કે—હું તે ગાયન સાંભળવાને માટે આશરે લગભગ ૦॥ કલાક સુધી તો ચોકમાંજ ઉભી રહી. વળી અત્યારે મને તેમાંની થોડી થોડી કડીયો યાદ આવી. જેથી મને હાસ્ય ઉત્પન થયું.

પ્રકાશચંદ્ર—ગાયનમાં વળી એવું શું હતું કે—તે સાંભરી આવતાં હાસ્ય થયું.—બોલ જોઈએ તને તેમાંનું શું શું યાદ આવ્યું ?

## ભરતુહરીનો રાગ.

કયારે પ્યારી થાય ભેટવું, હૃદયે ચંપાવું સાથજી,

* * * * * *

કંઠે પરસ્પર નાંખવા, હસ્ત રઢીયાળા જેહજી;

* * * * * *

પ્રકાશચંદ્ર—ખરેખર તે કડીયો હાસ્ય કરાવે તેવી છે પણ તેથી બધો ભાવ સમજાતો નથી—

શૃંગારકુંવર—પ્રાણનાથ એ ગાયનતો ખરેખર જાણે કોઇ માણસ શૃંગારમાંજ તદન લીન થઇ ગયો ન હોય તેવું સુચવે જેથી સાંભળનારનેતો બહુ હાસ્ય કરાવે તેવું છે પણ મને યાદ ન રહ્યું—એટલે શું કરૂં.

આમ દંપતી જોડું અરસપરસ વાતો કરેછે, ને ખુશમાં રેન ગુજારે છે એવામાં પ્રકાશચંદ્રે પોતાની પ્રીયાને કહ્યું કેમ પ્રિયા સર્વસંગની જાનમાં રાણીયો સાથે જવાને માટે તેં શું ધાર્યું છે.

શૃંગારકુંવરે—ઉત્તર દીધો મારો વિચાર ત્યાં જવાનો બીલકુલ નથી ને મારે જવું પણ નથી. કેમકે—ગરાશીયાની જાનમાં આપણા જેવા બ્રાહ્મણની બેરીયોના કામ નહીં માટે હું તો કદી નહીંજ જાઉં.

પ્રકાશચંદ્ર—કહ્યું તો તારી મરજી કુસુમચંદ્રને તો મોકલ્યા સિવાય ચાલે તેમ નથી કેમકે સર્વેસંગ તેના મિત્ર છે.

શૃંગારકુંવરે કહ્યું—હા તેને મોકલવાજ. વળી તે પણ જવાની તૈયારી કરતા હતાજ. આમ વાતો કરતા કરતા બંને જણ નિદ્રાવશ થઇ ગયા—

બીજે દીવસે પ્રકાશચંદ્રે કુસુમચંદ્રને તેના મિત્રની જાનમાં જવાને માટે રજા આપી—ને તેજ દીવસના બાર વાગે તે સર્વેસંગને પરણાવવાને માટે રાજમંડળના બીજા માણસોની સાથે પુષ્પાવતી નગરી તરફ રવાના થયો—

મહાશુદ ૫ને દીવસે લગભગ સાયંકાળના ચાર વાગ- તે સર્વ પુષ્પાવતી નગરી જઇ પોંહોચ્યા—આ નગરીને ફરતો કોટ હતો ને તે કોટને અર્ધચંદ્રાકારે કાંગરા વાળેલ હતા, વળી આ વખત તો તેને કળી ચુનાનો કુચડો દીધો હતો જેથી તે ઘણોજ રમણ્ય લાગતો—કોટને ચાર દરવાજા હતા. દરેક દરવાજેથી પેસતા બંને બાજુપર વેપારીની દુ- કાનો હતી ને વચ્ચેના રસ્તાથી મધ્ય ચોકમાં જવાનું.

ચોકની પાસેજ રાજમેહેલ હતો—જે ઘણોજ શુ- શોભીત ને રમણીય હતો—નવીનવી જાતના રંગ બેરંગી રંગોથી રાજમેહેલના બારી બારણા દેદીપ્યમાન લાગતા હતા—વળી હાંડી ઝુમર વીગેરે ત્યાં લટકાવેલ હતું. આ સર્વ જોનારને આનંદ ઉપજાવે તેવું હતું.

કુસુમચંદ્રના મિત્ર સર્વેસંગની જાન પ્રથમતો શેહેરની બાહાર થોડીવાર બોટી થઇ. એટલે આ નગરીના ભૂપતિ મા- નસીંહે મોટા આડંબરથી સામૈયું કર્યું. મણીપુર નગ્રના ભૂ- પતિનો પાટવીકુંવર હસ્તમેળાપથી પરણવાને માટે આવેલ છે એથી પુષ્પાવતી નગરીના લોકોની મોટી ઠઠ જોવાને માટે

રસ્તાની બાજુમાં ઉભીરહી હતી. વળી કેટલાક તો અતિ ભીડથી તેમાં કચરાતા હતા.—

રાજા સર્વેસંગ એક શણગારેલ હાથીની ઉપરની સોનાની અંબાડીમાં બેઠા ને તેની પાછળ તેનો મિત્ર કુસુમચંદ્ર હાથમાં ચમર લઇને બેઠો; હાથીની આજુબાજુ પાટીયા બાંધેલા હતા. ત્યાં કેટલાક હજુરી ઉભા રહેલા હતા.—

સર્વેસંગની યૌવનને છાજે તેવો આ વેળાનો પોષાક તેના રૂપને અતિ શોભાવતો હતો.

પુષ્પાવતી નગરીના લોકો—સર્વેસંગની મુખ કાંન્તિ જોઇને દીંગ જેવા બની ગયા. કોઈ તેના ગળાની અંદર આવી રહેલા હીરાના હારના, કોઇ પાઘડીના પેચને લટકાવેલ તોરાના, કોઈ તેના કપડાના, કોઇ તેની દીવ્યકાંતીના, એમ જુદા જુદા અરસપરસ વાતો કરતા હતા.

ઘણીજ ધામધૂમ સાથે સર્વ દરબારગઢમાં ગયુ ને ત્યાં શાસ્ત્રવીધી સાથે લગ્ન કર્યા.

બીજે દીવસે બપોર પછીના એટલે જે વેળા ગાયો પોતાના વાછરડાને મળવાને ત્વરાથી ગામ ભણી દોડી આવતી હતી, નોકરીયાત માણસો નોકરીથી કંટાળીને વિશ્રાંતી મેળવવાને બહારની ખુલ્લી હવા લેવાને મિત્રમંડળ સાથે ફરતા હતા, સતિ સ્ત્રીયો પતિ હમણા આવસે માટે તેને સારૂ ભોજન વિગેરે સામગ્રી તૈયાર કરવાને મચેલી. નિશાળથી બાળક બાળકીઓ છુટી રમતા રમતા ઘર જતા હતા; સૂર્યનારાયણ પશ્ચિમ ભણીના દેશના પોતાના દીવ્ય દર્શન દેવા જવાની તૈયારી કરતા હતા, ને તે કારણથી પૃથ્વી માતા તેનાપર પ્રડેલી ઉષ્ણુતા જાણે તેને પછી આપી દેતા હોય તેમ—દીસતું હતું. એવે વખતે કુસુમચંદ્ર તથા તેનો મિત્ર

સર્વેસંગ આ પુષ્પાવતી નગરીને નિહાળતા નિહાળતાં ને શેહેર નીવાસી જનોની સલામો લેતા ફકત ચાલતા ગામ બહાર આવી રહેલી પબ્લીક ગાર્ડન જે કે સર્વેસંગના સસરાએ તેના દિવાન લક્ષ્મીશંકરને વંશ પરંપરાને માટે બક્ષીશ આપેલી હતી તે જોવાને માટે નિકળ્યા—

રસ્તામાં ચાલતાં ચાલતાં બંને મિત્રોને મંજુલભાનુનિયોનું મનોહર ટોળું મળ્યું તે જેમ મહાવનની મોટી લત્તાઓ કુસુમોથી ભરપૂર ભિન્નભિન્ન ભભકાથી ખીલેલી કળીયો ચિત્રવિચીત્ર શોભાને આપતિ હોય તેમ આ સ્ત્રીયોના ભુષણ અલંકાર યુકત ધારણ કરેલાં દેદિપ્યમાન લાગતાં હતાં, તેથી કામકટાક્ષની દિર્ઘદૃષ્ટિએ વસંત નવયોવના નેનરૂપી ધન્યુંષ્યનું નિરાકરણ કરવા નિપુણતાને પામેલી જોવામાં આવતાં. કુસુમચંદ્ર બોલ્યો કે—વાહ ! વાહ ! આ સ્ત્રીયોનું રૂપતો જેમ પેથલકવિએ રાધીકાજીને માટે કહેલછે કે—

## છપ્પો.

કરિની રંભ હરિ ચકવ ઇંદુ દીપક મૃગ બીખધર;
તરૂન ત્રઠ શિખપુન, દોષ અજ અનકૂળ મદઝર.
નીલ સદલ જુલ પ્રેમ, શરદ નિશી દંભે કવચ્ચ.
ચંદન બન ગ્રહ ગયન, શિર ગિરી કપુર બીચ્છવ,
ગતિ ઝંગ લંક સ્તનબદન, બૈવ ચક્ષ બેની તવન;
એહિ રૂપ પેથલ ભને, કયું ન મિલે દાધે રમન—

અર્થ—હાથણી, કેળ. સિંહ, ચકવો, ચંદ્રમા, દીવો, હરણ ને સર્પ એ પેલી લીટીનો અર્થ છે (હવે બીજી લીંટીનો અર્થ જેનું વિશેષ્ય પેલી લીંટીના છેલા શબ્દથી ઉત્તરોત્તર છે.)

સર્પંખરો પણ તરૂણહરણ ખરૂં પણ ત્રાટેલ, દીવોખરો

પણ શિખરબંધ, ચંદ્રખરો પણ પુર્ણીમાનો ચકવો, ખરો પણ જોડું સિહખરો પણ ઘરડો, કેળખરી પણ ફળયા વગરની હાથણીખરી પણ મદઝરે તેવી.

હાથણી મદ ઝરે એવી ખરી પણ લીલાવનની રેહેવાવાળી, કેળફળયા વગરની ખરી પણ દળવાળી, સિંહ ઘરડો ખરો પણ ક્રોધી, ચકવા ચકવી જોડે ખરાં પણ વિલાસ વખતે, ચંદ્ર પુનેમનો ખરો પણ—શરદ પુનમો, દીવો શિખરબંધ ખરો પણ રાત્રીનો, હરણ ત્રાડેલ ખરૂં પણ ગર્વિષ્ટ, સર્પ તરૂણ ખરો પણ કાંચળી ઉતારેલ, (એ ત્રીજી લીંટીનો અર્થ છે.) સર્પ તરૂણ કાંચળી ઉતારેલ ખરો પણ ચંદનને વિંટાએલ, હરણ ત્રાડેલ ગવિષ્ટ ખરૂં પણ વનને વિષે, દિવો શિખરબંધ રાત્રીનો ખરો પણ ઓરડાનો, ચંદ્ર શરદ પુનમનો ખરો પણ વળી મધ્યરાત્રિનો, જે વેળા શ્રીકૃષ્ણ ભગવાને સોળ હજાર એકસોને આઠ ગોપીઓને દર્શન આપ્યાં હતાં, ચકવો ચકપ્રેમ વિલાસમાં ખરાં પણ તે દીવસના, સિંહ ઘરડો ને ક્રોધી ખરો પણ પર્વતને વિષે કેળ સારા દળ વાળી ફળ્યા વગરની ખરી પણ જેમાંથી કપુર પેદા થાય તેવી હાથણી મદ ઝરે એવી લીલા વનની રેવાવાળી ખરી, પણ જેમ વિંછુવાનો ઘેંગાટ થાય તેમ વેગ કરતી (આ ચોથી લીંટીનો અર્થ છે.)

એવી હાથણીના જેવી ચાલ, કેળના જેવી ઝાંગ, સિંહના જેવી કમર, ચકવી ચકવાના વિલાસ જેવા સ્તન, ચંદ્રમા જેતું મુખ, દીવાના જેવી નાસીકા, હરણના જેવી આંખ ને સર્પના જેવો ચોટલો. (પાંચમી લીંટીનો અર્થછે)

વિશ્નુ ભગવાન શ્રીકૃષ્ણ કહેછે કે—આવા રૂપવાળી હે આનંદીપ્યારી રાધે કેમ હજુ વનનેવિષે મળી નહીં (એ

છેલા પદનો અર્થછે).

આ સાંભળી સર્વેસંગ બોલ્યો—હા ખરેખર તેવુંજ છે. બધી સરખી વયની ને વળી તેં કહી તેવીજ રૂપાળી છે. પણ વારૂ સાંભળ સાંભળ તે પોતાના મનગાં શું બડબડયા કરે છે તે.—

(બંને મિત્રો ધીમે ધીમે ચાલતા કાન તે તરફ રાખીને સાંભળે છે તો)—

વાહ વાહ. શું ઈશ્વરે જોડું કર્યું છે જેવી આપણા રાજાની કુંવરી કૃશ્નાકુમારી છે તેને છાજે ને જોઈએ તેવોજ આ તેને ભર્થાર મળ્યો. વીગેરે વીગેરે—આ સાંભળી બંને મિત્રો હસ્તા હસ્તા આગળ ચાલ્યા—ને થોડીવારમાં તે બાગમાં પહોંચ્યા.—

બાગની શોભા તો બહદ હતી—તેને ફરતો ગઢ હતો અંદર પેસતા બંને બાજુપર મેંદીથી આડચ કરી વચ્ચે સડક કરવામાં આવેલ હતી. મેંદીની વાડ પણ—આશરે ૫ થી ૬ ફુટ ઊંચાઈની હતી ને તેને સફાઇબંધ કાતરથી કાપીને વાંકદાર—ગઢના કાંગરા ને તે દરેક કાંગરે જાણે એક મોટો ગોળો ન હોય તેગ કરી હતી—થોડે આગળ ન ગયા એટલામાં તો વગડાના રેનાર હિંસક પશુઓને જ્યાં પુરેલ છે એવું એક જાનવરખાનું આવ્યું. આ જાનવરખાના પાસે મોટો ચોક હતો. તેમાં સફેત રેતી પાથરી હતી. ને તેની પાસે એક ગંદ પ્રવાહની પણ પથ્થરના ઊંચા નીચા કૃત્રીમ ટેકરામાં વાંક વળતી ને ઘોષ કરતી સરિતા વેહેતી હતી—જેથી આ જગાએ માણસોની ઠઠ સારી રહેતી—તે જોઈ બંને મિત્રો વધારે આગળ ચાલ્યા—ને શોભાને વખાણવા લાગ્યા.—

ગનોહર ઉગાનથી વાળેલ વાંકદાર સુંદર દરવાજા, એક

રસ્તેથી બીજે રસ્તે જવાને માટે ને તેનાપર સુંદર વેલા રંગ બેરંગી પુષ્પોથી ઝુકેલ જોતા જોતા મધ્ય ચોકમાં ગયા આ ચોક ઘણોજ મોટો હતો ને તેની આજુ બાજુ સુંદર બેંચો મૂકેલા હતા જ્યાં બંને જણા બેઠા. ચોકના મધ્ય ભાગમાં ઉંચાણુવાળી જગ્યા હતી—જ્યાં ઈંગ્રેજી બેંડ વાજું વાગતું હતું. આ સર્વ જોઇને કુસુમચંદ્ર બોલવા લાગ્યો કે વાહ—વાહ. આ બાગની શોભા તો ઘણી સરસ છે. માટે હું તેની એક કવિતા બનાવી મારી બુકની અંદર લખી રાખું. કેમકે તે જ્યારે જ્યારે મારા વાંચવામાં આવે ત્યારે મને આ બાગનો બધો દેખાવ યાદ આવે. આમ વીચારી તેણે થોડીજ વારમાં એક કવિતા કરીને સર્વેસંગને વાંચી સંભળાવવા માંડી.—

કુસુમચંદ્ર બાગશોભાની કવિતા પોતાના મિત્ર સર્વેસંગની પાસે જે વેળા વાંચતો હતો તે દરમીયાન તે બેઠા હતા તેની ડાબી બાજુમાં આશરે ૧૫–૨૦ હાથજ દૂર આવી રહેલા સુંદર બંગલામાં આ શેહેરના નૃપતિના કાર્યભારી કે જેનો આ બાગ હતો તેની બાળીકા નામે કમળાગૌરી પોતે ઉમર લાયક થયા છતાં યોગ ઠેકાણે વિવાહ ન થયાને લીધે પોતાની સખીને મર્યાદા મૂકીને કહેતી હતી કે સખી—ભ્રમરની માળા એજ જેણે ખેંચેલા ધનુષ્યની પણુચ્છ છે, અને આંબાને ફૂટી આવેલો મોર એજ જેણે ફેંકવા માંડેલા તીક્ષણુતીરો છે એવો વંસતરૂપી યોદ્ધો હે પ્રિય સખી કામીજનના ચીતને બીવરાવવાને હાલ આવેલો છે * *

સખી—હાલમાં કેસુડાના રંગથી પીળાં કરેલાં વસ્ત્રો વિલાસીનીના નિતંમ્બોને, અને રાતા પીળા રંગની ચોળીઓ તેઓના સ્તન મંડળને કેવી શોભા આપેછે. * *

વળી જો—પેલો આંબાના રસરૂપી મદ્યનું પાન કરનાર કિર, મત્ત થઇને આ વેળા કોકિલાને કેવું ચુંબન કરેછે ? * * ને આ કુંજમાં આવી રહેલા પદ્મ ઉપર બેઠેલો ભ્રમર તો ગુંજાર કરતો કરતો જાણે પોતાની પ્રિયાના કાનમાં વાત કરી તેને સંતોષ ઉપજાવતો ન હોય તેમ લાગેછે. * *

આ સાંભળી તેની સખીએ કહ્યું કે—હા બેન તેં કહ્યું તે ખરેખર છે. હું પણ સારી પેઠે સમજુછું કે—મધુર વચનવાળાં કોકિલા પક્ષીઓના નરો, હર્ષવાન થઇ, અને મનોહર અવાજ કરનાર ભ્રમરાઓ ગુંજાર કરી, ઘરમાં બેઠેલી સ્ત્રીઓના પણ લજ્જાવાળા અને વિનયવાળા હૃદયને પણ ક્ષણમાં વ્યાકુળ કરી નાંખેછે. * * * આમ વાત કરેછે. એવામાં કુસુમચંદ્રના મનોહર કંઠના ગાયનનો ધ્વની તેના કાને પડયો, એટલે કમળાગૌરી—તથા તેની સખી આ સુંદર ગાયન કોણ ગાય છે તે જોવાને ઉત્સુકતા ધરાવી ચોમેર જોવા લાગી.

થોડીજ વારમાં તેની નજર સર્વેસંગ ઉપર પડી ને તેની પાસે તેનો મિત્ર ગાયછે તે તેણે જોયું. એક ચિત્તથી કમળાગૌરી તેના વદનને નિહાળી રહી—

કવિતા વંચાઈ રહ્યા બાદ કુસુમચંદ્રની નજર તે બંગલા તરફ પડી ને બારીમાં ઉભેલ આ નાજુક સ્ત્રીને જોઇ થોડી વાર સુધીનો તેનીજ સામું જોઇ રહ્યો, ને જાણે તે તેના શરીરના તમામ અવયવો તપાસતો ન હોય તેમ પોતાની નજર તેના દરેક અવયવ ઉપર તેણે ફેરવી લીધી— આ વેળા આ કમળાગૌરીને કુસુમચંદ્રને ચાર આંખો ભેગી થઈ પણ પછીથી તે લજ્જાવાન થઇ બંગલામાં જતી રહી. એટલે કુસુમચંદ્રને તેના મને વ્યાકુલ કરી વારંવાર તે બં-

મલા તરફ તેના મુખને આકૃર્ષવા માંડયું. આ જોઈ સર્વે સંગે તેને પૂછયું. કેમ ભાઈ તમે વારંવાર બંગલા તરફ શું જુઓછો. કુસુમચદ્રે કહ્યું—થોડીજ વખત પહેલા પેલી બારોમાં એક નાજુક બદનની પરી જેવી સ્ત્રીને જોઇ—જેની કાંતિ એવી હતી કે—

## કવીત.

મુખ બન્યો મેહેતાબ સરીખો, દાંત બન્યો સબસોનેરી;
ચાલ ચલે ગજરાજ સરીખો, સો કોઈ આશક ફરત ફેરી.
છુટે પસીના ભમર બાસ લે, લંબે બાલ નાગણુ કાળી;
પુરવ પુન્ય કીયે જન કોટીક, સો પાવે એસી નારી.
વળી—સુડા ચંપસી નાક બની હે, દાંત બને દાઢમ કળી;
જુગ જંઘા ઓર તન અતિ કોમળ, ચરન બને જેસી વનકદળી.
નાજુક પુતળી, કમર છએલી, દશ અંગુલીઆ મગફલી;
ચંદ્ર બદન મૃગલોચની જેસી, અજબ બની રંભા પુતળી.
એસી અદામે સબ જગ મોહે, સુન સુંદરપર બલીહારી;
પુરબ પુન્ય કીયે જેને કોટીક, સો પાવે એસી નારી.

**અર્થ.** જેનું રૂપ, રાતની વખતે બપોરીયું છુટે છે; તે જેવી શોભા આપે છે; દાંતે તો સોનાની રેખો જડેલી છે, ડોકતો મોરના જેવી છે, તેનો સ્વર કોયલના જેવો લાગે છે, તેની ચાલ હાથણી જેવી છે. વાળનો નાગણુ સરીખા દીસે છે. અને તેના શરીરનો પરશેવો છુટેછે તેની સુગંધી લેવા ભમર તેની પાછળ ફરતા હોય તેમ દેખાય છે. અને જે તેને જોતા હશે તે તેના ઉપર આશક થઇ પાછળ ફરતા હશેજ વળી—તેનું નાક તો પોપટની ચાંચના જેવું છે. દાંત તો દાડમની કળીયો જેવા લાગેછે. તેની

જાંઘ તો કેળના સ્થંભ જેવી છે. પગ માહા કોમળ વનની કદળી જેવા, આંગળીયો જાણે ગગની ફળીયો, અને નેણમાંતો સર્વે જગત મોહી રહ્યું હશે તેવી દીસેછે. આ સાંભળી કુસુમચંદ્રનો પ્રાણપ્રિય મિત્ર શવૈશીંગે કહ્યું વાહ.!! વાહ. પરંતુ ભાઈ પહેલા કવીતમાં તમે જે કહ્યું કે "મુખ બન્યો મેહેતાબ સરિખો" તે શું? મેહેતાબ કોણ હતી અને તે કેવી હતી તે સઘળું મેહેરબાની કરી મને કહો?

**કુસુમચંદ્ર**—ભાઈ તે ઇરાનના પાતશાહના વઝીરની એક દીકરી હતી, અને તેની નીચે પ્રમાણે વાત કહું તે સાંભળો?

## દોહરા.

ગજાનન ગણપતિ ગુરૂ, બંદન કરૂં વિશેષ;
મોજ દીન મેહેતાબકી, કીજે બાત સુરેશ. ૧
શેહેર ઈરાની પાતસા, ખુદાદીન તસ નામ;
શાહેબજાદા મોજદીન, મીનકેતુકે ધામ. ૨
ભયા અઠારે બરસકા, લગાઈ ઇસ્કેક રાહ;
શાહેબજાદા શેહેરમેં, સકન માને શાહ.
કેતીમોહ લગાઇ લે, કે જરીયન કે પાય;
કેતી મેરી જોરસેં, મોજ દીન મંગવાય. ૪
ખુદા દીનકે શેહેરમેં, આલમ કરત પોકાર;
જાબર મેરી ખુબ હે, વાબર દાવાદાર. ૫
રોશન ખાન બઝીરકી, એક લડકી મેહેતાબ;
વામુખ શોભા દેખકે, ફીકો કમલ ગુલાબ. ૬
કાશમીરકી મૃગલી, પાબારસકો હંશ;
રૂપ દીયો મેહેતાબકુ, બદન શશીકો અંશ. ૭
જાન આતશેં ઉતરી, પરીખરી મેહેતાબ;
સબ નારીકો હરલીયો, રૂપરંગ સબ આપ. ૮

બાહીથી ગઢ ગંજની, શેખન કે ઘરતાજ;
નાદાનીમેં છોડ ગયે, મેહેતારીકે પાસ. ૯
લડકી તેરાં બરસકી, બડી ભઇ મેહેતાબ;
મુગલ ચલ્યો દેશાવરાં, રોશન ખાન નવાબ. ૧૦
મેહેલા સર મેહેતાબ કે, રહે સાહેલી સંગ;
છબી જુવાની ઝાંખતાં, લગ્યો વેદ અતિ અંગ. ૧૧
જલ હલવે કટી મેખલા, જલવલ વેંહે ફિર હાર;
બંદી બની જડાવકી, મોતનકો ખગ વાર. ૧૨
અન્ય ભૂષણુ કહ્યુગો રહે, પેહેરન દુકુલ:જરી તાર.
ખેલત સંગ સાહેલીયાં, ગાત પીતાકે દ્વાર. ૧૩
છબી નિરખ મેહેતાબકી, સબ ભાખત સંસાર;
સુર અસુરનર ના ગમેં, એસી નહીં કુમાર. ૧૪

**ચાંદ્રાયણ છંદ.**

સિંગકટી મૃગ નેનકે, કાજળ સારીયાં;
કંચુકી ફુલ ગુલાબકે, તન બીચ તારીયાં.
રંગ ખંભરી જાંઘકે, વેંણી નાગસી;
પરહાંહાજી નાર ખડી મેહેતાબ, સનેહી ભાગસી. ૧૫

**"રૂતુવર્ણન"—"ચાંદ્રાયણ છંદ".***

ધર લીલામ્બર પાટ, અસાડી પેહેરીયાં;
નદી આંહાર અંધાર, ગગન ઘન ઘેરીયાં.
દાદુર મોર જીવોર, ચંચુકે દામની;
પરહાંહાજીગન ઝાંખી પીયા મેહેતાબ, પીયાબીન કામની. ૧૬

**દોહરા.**

દરપનમેં મુખ દેખકે, લેત નિશાસા બાલ;
બીના પુરૂપ કોન કામકો, જોબન રૂપ રસાલ. ૧૭
મન સોચતૂ મેહેતાબ અતી, નેન ઝરતાહે નીર;
કહો સખી મેં કયા કરી, કીરતાકી તકસીર. ૧૮

---

* પછી મેહેતાબ તેની સખીયો પ્રત્યે કહેછે

આલીમલી સખીયું કહે, શમ્ય જીવનિઃસંક;
લીખ્યો લીલાટે. પાહીયે જે બીધીનેકો અંક. ૧૯
શાહેજાદા એક દીન, છેલ ચડયો ચોગાન;
મેહેલા રેશન આનકે, આંગન નિકસો આંન. ૨૦
જેસો ખુબ જુવાનહે, તેસી સુરત પાક;
સાહેબજાદે ગ્રહ લાંગો, અતિ ઉંચો એ રાક. ૨૧
આન ઝરૂખે ઝાંખતી, લે સખીયનકી ઓટ;
મોજદીન મેહેતાબકી, લાગી ચરમકો ચોટ. ૨૨
લઇ સબ દુતિયનકો ફીરી, મુખસેં કીયો ન બેન;
અંતર દોર સનેહકી; લગી લગત દો નેન. ૨૩
નેન લગત લાગી રહી, ગન દો આપોઆપ;
તબ ચિતમેં ચિતતી રહી, દુતિ કરત મેલાપ. ૨૪

## મેહેતાબ વચન.

સુનહો બાત સાહેલીયાં, કહે મેહેતાબ સબપાર;
બે દરદી જાને નહીં દરદ, દાહકી ગાર. ૨૫
એસી કોન સાહેલીયાં, જામેં અકલ બલ જોર;
પકડલી આવે મેહેલમેં, મેરે ચિતકે ચોર. ૨૬
સખીયો મેહેતાબ પ્રતે ઉત્તર આપેછે *

## સાહેલી વચન.

એસિનુરાંઢૂઢની, જામેં બુદ્ધિ પ્રકાશ;
તેરા ચિતકા ચોરકું, પકડ લીઆવે પાસ. ૨૭
મેહેતાબ નુરાઢેઢણુને નિચે પ્રમાણે કહેછે.

## મેહેતાબ વચન.

સુનહો નુરાંઢઢની, તેરી લઊં બલાઈ;
જો તુમેરે મોહોલમેં, મોજદીન મીલવાય. ૨૮

## ઢાઢની વચન.

જો મેં તેરી ઢૂઢની, સુન મેહેતાબ સુબાત;

મોજ દીનકુ મેહેલમેં, પકડ લીઆવું હાથ. ૨૯

॥ એમ કહી મોજદીન પાસે ગઇ. ॥

ખાસ ખેલકે મેહેલમેં, મોજદીનથૈ નાગ;
દેખ બખત એકાંતકો, દઢની ગઇ સલામ. ૩૦

જંત્ર બજાઇ તંત્રમેં, મોજદીન સમજાય;
રોશનખાન બજીરકી, લડકી તુજે બુલાય. ૩૧

શાહેબજાદા રેનકું, ઘર દઢની કે જાય;
મીલકે પંચ સાહેલીયાં, મેહેલમાંઇ પોહોંચાય. ૩૨

જાનત પંચ સાહેલીયાં, એ બાતનકો ભેદ;
મોજદીન મેહેતાબકું, આઠો પોહોર ઉમેદ. ૩૩

રાગ રંગમેં રચ રહ્યો, રચ રહ્યો ભોગવિલાસ;
મોજદીન મેહેતાબકું, આઠો પોહોર હુલાસ. ૩૪

ચલી બાત સરકારમેં, ખુદાદિનકે કાન;
સાહેબજાદે ભેજીયાં, બડે ઘરૂં કામાન. ૩૫

દીયાં નિકાલા દેસતેં. મોજદીનકુ શાહ;
સાહેબજાદે ઘર લીયો, રૂપ સામકી રાહ. ૩૬

આપ તાપસેં તખ્તપર, સાસેમદ સુલતાન;
મેંમદખાન બજીરકે, મીલ લગા કદમાન. ૩૭

મુનસફી દીયો દેશકા, શેહેર હવેલી દીન;
શાહેબ શેહેર ઇરાનસેં, ગયા દેશાવર મેહેલ;
તાપી છે મેહેતાબ કે, ભયાઅંધારા મેહેલ. ૩૯

કેસર ચંદન કુમકુમા, સોંધ્યા અંતર સુવાસ;
તજ દીને મેહેતાબને, હાસ્ય ખેલ હુલ્લાસ. ૪૦

સોકમાં લીન થએલા મેહેતાબને જોઇ તેની સખીઓ નીચે પ્રમાણે પુછવા લાગી.—

ખાન પાન સબ છોડીયો, રાત દીન લગી રોન;
સખીયાં કહે મેહેતાબને, તુજ દુઃખ ભયો સો કોન. ? ૪૧

### "મેહેતાબ વાચ."

અલી અભાગનિ મૈં ભઇ, નાગન ડસીયો મોય.
સાહેબકું મુજ કારને. દેશનિકાલા હોય. ? ૪૨

### "ચાંદ્રાયણુ છંદ."

કહે મેહેતાબ સુજાન સખી સુન બતિયાં,
ભીતર ભયો કઠોર ફાત નહીં છતિયાં;
સાહેબજાદો દુર ખુબીયાં લે ગયો,
પરહાંહાજીથી ગીલવેકી હાંગ ફકીરી દે ગયો. ૪૩
સુખલેનેકી પ્રિતકરી, ઉનપીઉસે,
પુરનભઇ વિપરીત, જાઈ ગીજીવેસેં;
સાહેબજાદા પરદેશ, નિકાલશાહને,
મુજદીયા બદનામ, સખીદોઈ રેનમેં. ૪૪
સખીયો હીમ્મતે આપેછે.)

### "સાહેલી વાચે".

બદનામી શીર મેરીયાં, ચઢીસો ઉતરે નાંહી;
તેથી અલીન પારીયે, ગરવેકો ગનમાંહી. ૪૫
બદનામેં ડરીએ નહી, કરીએ જબ સનેહ;
સેજપિયા સુખ લીજીયેં, દુઃખ ન દીજીયે દેહ. ૪૬

### "મેહેતાબ વચન ?"

સુખ લેનેકું હે સખી, કરહું કોન ઉપાય;
શોહબ શેહેર ઈરાનસેં, બસેં રોમકું જાય. ? ૪૭
દેશપરે બહુ બિચમેં, સુન સનેહી બાત;
ઉડી ગડી અસમાનસેં, આપન આવે હાથ. ૪૮
સુનિ બાત સખીયાંનકી, ઉપજ્યો પ્રેમ વિષેસ;
આંતરદોર પઠાવીએ, રોમશોમકે દેશ. ૪૯
લીખ ભેજા મેહતાબને, મોજદીનકે પાશ;
મે રાખું શીરઉપરે તેરે, જીકી આશ. ૫૦

મેં તુજ બાદીસાહેબા તુ મેરે શીરદાર;
અનંલ પંખ કે અંડજયું, નિત્યે જીએ નિરધાર. ૫૧
મેં જાત ભાત કુલ ખોઈ કે, તુમસેં કીયો સનેહ;
હજરત એસિ ના ધટે, તજ કર ગયે વિદેહ. ૫૨
ત્વર અંતર પોશાક ધર, ધર ચાત્રકપર જીન;
સાહેબ વેગે આવજો, નવરોઝા કે દીન. ૫૩
જો તુમ લીખે ન આવો તો, તો મેં તજુ સરીર;
સાહેબ કે દરબાર મેં, પકડુ દોવનગીર. ૫૪
જોબન મેરો લુંટકે, ફેર તજોગે મોય;
અલ્લા કે દરબારમેં, ગુંનેગાર તુંમ હોય. ૫૫
આગે મોહ લગાયકે, બહુરી તજોગેં આપ;
સાહેબ ધર જગરાઈલકે, લઉંગી વે ઇન્સાફ. ૫૬
ચાત્રુક ચાહત મેધકું, ચકવો ચાહત મોર;
હગ ચાહત તુંમ દરશકું, જેસે ચંદ ચકોર. ૫૭
તરસા ચાહત નિરકું, થકીયા ચાહત છાંહ;
હમ ચાહત તુમ દરશકું, કર કર લાંબી બાંહ. ૫૮
સજન મત તુંમ જાનીયો, તુમ બીછુરે હમ ચેન.
દાઝે દવકી લકકરી, સગલત હે દીન રેન. ૫૯
સજન બાત સનેહકી, પરમુખ કહી ન જાય;
જગવેરી ગીલવા કઠન, કોરવો કોહોન ઉપાય. ૬૦
કાદવજા કટકા, નિરવીંણુ નોંખા થયા;
ફટરે કારજ કારા, સાજણુ ગએ સાજા રહ્યા. ૬૧

આ કાગળ જ્યાં મોજદીન પોતે પોતાની પ્રાંણુ પ્રિયાથી છુટા પડયાની દીલગીરી યાદ લાવી વિચારે છે, તેજ દરમ્યાન તેના હાથમાં મેહતાબનો કાગળ આવ્યો જોઇ ખુશી થને વાંચવા બેઠો.

મોજદીન ખત વાંચકે, ‡ચિત્ર લિયો મંગવાય,

‡ ઘોડો, અશ્વ.

તીન પોહોરકી રેનકું, જમી પકડ ચલ્લ જાય. ૬૨
મોતન કે ગજ ગાહપર, જડીયા જીન જડાવ,
ચાત્રે ચડીયો મોજદીન, પોખો રૂકે ધાવ. ૬૨
એહ રિતસે પીઠપર, આપ દોરાને આપ;
હાંકયો શેહેર ઇરાનકા મોજદીન મેહેતાબ. ૬૪
આયા શહેર ઈરાન, ફીર હૂંઢીકે ગ્રેહ;
હૂંઢની જાહી મેહેતાબને, દેઇ બધાઇ એહ. ૬૫
આયા સુના મેહેતાબને, સાહેબજાદા યાર;
હૂંઢની દઇ બખાઇયાં, ગજ મોતનકા હાર. ૬૬
ભેજી સબ સાહેલીયાં, દોડી નિર બુલાઇ;
કરનિચ્છાવર મોતિયાં, અંદર લિયા બુલાઈ. ૬૭
પ્રિયપતિ આવવાથી મેહેતાબ હરસથી બોલેછે.

**મેહેતાબ વાચ.**

ધન્ય આજુકા દીવસહી, ધન્ય આજુકી રેન;
બોત દીનસેં દેખીયાં, સાહેબ જાદા નેન. ૬૮
સાહેબ તેરે નામપર, મૈંવારી લખવાર;
સાસઉસાસ ન ભૂલતી, સુરત વારંવાર. ૬૯

---

રતિ રૂપસિ ભારજા, કામ દેવશો કંથ;
મોજદીન મેહેતાબકું, ફુલેફુલ્લ બસંત. ૭૦
જેસે ફુલ્લ કમોદની, ચંદ્ર દેખે ગેહેરાય;
એસો મન મેહેતાબકો, મોજ દીનકે ગાંગ. ૭૧
લગી લગત છૂટે નહી, જગકા ગયા બીદેહ;
સાહેબ શેહેર ઈરાનસે, આવત જાત હમેંશ. ૭૨
બીતે દીવસ કીતેક ઈમ, આવત જાત ઈરાન;
ગઈ બાત સરકારમેં, સુનિત બે સુલતાન. ૭૩
કીયો હુકમ કોટવાલકું, સુનિ બાત પતશાહ;
સાહેબ જાદો પકડવા, રોકયો થાંકો રાહ. ૭૪

કર સેવાપત સાહેબા, ચોકી હે જમ જાલ;
ડોઢીરોશન ખાંનકી, બેઠ ગયો કોવાળ. ૭૫
સાહેબ જાદો આવીયો, જુગા રોજકી રેન;
પકડલીયો કુટવાળને, ઝાહેર ભઇ સબ બેન. ૭૬
સાહેબજાદાકું પકડકર. લે ગએ શાહ હજુર;
શાહ મારન ફરમાઇયો, કરી નેક નજર કરૂર. ૭૭
સુની બાત મેહેતાબને, સાહેબ જાદા યાર;
મેં જીકે અબ કયા કરૂં, નિકશી બોલ કમાર. ૭૮
માતા કહે મેહેતાબને, રોખ જીવન કુલમાન;
એસો સ્નેહ ન કીજીએ, જર જીવનકી હાન. ૭૯

**" મેહેતાબ વચન ".**

લાજ તજી સબ જગતકી, પ્રાન તજી પલગાય;
બાલ સનેહી સાહીબો, મોંપે તજ્યો ન જાય, ૮૦
લોકલાજ કુલકાજકી, તજદીનેકી આશ;
આઇ ખડી મેહેતાબવાં, મોજદીનકે પાસ. ૮૧
હજરત એસિ કો ન કરે, બડે ગજબકી બાત;
નાર પરાઇ કારને, ધર લડકેકી ઘાત. ૮૨
ગુનેગારતો મેરીયાં, મરદ ગુનેમેં નાય;
નેન બસિલે ભેજકર, ધરભીતર બુલવાય. ૮૩
ગુનેગારતો મેં ભઇ, મેંને કીયા સનેહ;
હજરત મોંકુ મારીએ, રખો સાહેબકી દેહ, ૮૪

**મોજદીન.**

મેરીકુ નહીં મારીએ, જાકી અબળા જાત;
મોરા મોહી મરદકું, બેડ બડાઇ બાત. ૮૫

**( બાદશાહ વિચાર કહેછે કોને બેમાંથી મારવા. )**

**બાદશા.**

દેખ ઇશ્ક મન દોયકા, શાહ કાજી બુલવાય;

કહોકાજી ઇન બાતકા, કરના કોન ઉપાય. ૮૬
તુમસે બનેસો કીજીયે, સુન કાજીકે શાહ;
રહે જીવ બે સરખા, રહે અદલકે રાહ. ૮૭

"કાજી વચન.,,

જલકયો ડુબ્યો નિકસેં, જો કછુ તારો હોય,
ડુબ્યો નેહ સનેહકો નિકસો, સુનો ન કોય. ૮૮

---

શાહેબજાદે કરદીયો, ક્ષીન એકમેં જવાબ;
છોડે તખ્ત ઈરાનનો, કે મેહેરી મેહેતાબ. ૮૯
છોડયો તખ્ત ઇરાન કો, સહી કુરાન કીતાબ;
હાથ પકડ કે લે ચલ્યો, મોજદીન મેહેતાબ. ૯૦
મનસુબો કરકે ચલ્યો, દીલમેં કીયો બીચાર;
ખુદા કરસોં હોયગાં, કરમેં લીખ કીરતાર. ૯૧
ચોંકર કાગજ ભેજીયો, બોલાયે તુરકાન;
દેસ દેસ પેં તેડીયો, મુગલ મીર પઠાન. ૯૨
ફીર ગજડંમ્બર ફોજ કર, ધર બગતર રણ ધીર;
ફીટ કીધ જાસુ ફોજપર, બાજીંત્ર બજાવે વીર. ૯૩
છોડે તખ્ત ઇરાનકો, ચડી ચલ્યો એક ચોટ;
કલસારેકું મારકર, લીયેં કલારાકોટ. ૯૪
કલસારેકા દેશમેં, ફરી દુવાઈ આંન;
સાહેબ બેઠો તખ્તકું, મોજદીન સુલતાન. ૯૫
મોજદીન પતસાહુકે, તિન લાખ તોખ્યાર;
દસ સહસ ગજ સાહેલી, પ્યાદલ અપરંપાર. ૯૬
મોજદીન પતસાહેકે, હુરમ તીનસો સાઠ;
તા ઉપર મેહેતાબકો, બડો અનેરો ઠાઠ. ૯૭
મોજદીન માતો રહે, સબ હુરમો કે સંગ;
જેસે હસ્તની ઝુથ હે, માતો રહે મતંગ. ૯૮

સબ ધરતીકે ભૂગીયે, મોજદીન સુલતાંન;
ખંડની ભરી આગે ખડે, સૈયદ સેખ પઠાન. ૯૯

**મોજદીન.**

ગરદો કબુ ન કીજીએ, પરનારીસેં પ્રિત;
કરો તો એસી કીજીએ, મોજદીનકી રીત. ૧૦૦
ઇરક દોનુંકા દેખકે, ઉપદેશ ખચિતજ લાય;
મોજદીન મેહેતાગકી, બની બાત બનાય. ૧૦૧

**સંપૂર્ણ.**

---

**સર્વેસંગે કહ્યું**—ભાઈ કુસુમ હવે અંધારૂં થઈ ગયું છે. ને રાત્રી ભોજનનો વખત થવા આવેલો છે માટે ચાલો આપણે આપણા ઉતારા તરફ જઇએ. વળી કાલે આ બાગમાં ફરીથી આવીશું.

આથી કુસુગચંદ્ર તેની સાથે સાથે ચાલવા લાગ્યો પણ તે વારંવાર પેલા બંગલા તરફ ફરી ફરીને જોતો હતો કેમકે એક મુગ્ધ વયની બાળીકાએ તેના હૃદયમાં એવું બાણ મારેલું હતું કે તેનું તે વેળાનું ભાન તે ભુલી ગયો હતો.

---

## પ્રકરણ ૬ ઠું.

કમળાગૌરી—સખી જો તો ખરી પેલા બે મિત્રો હજી ત્યાં બેઠા છે કે ગયા? વારૂ તેમાં એક તો આપણી બેનપણી કશ્નાકુમારીના પ્રીતમ સર્વેસંગ હતા. પણ વારૂ તેની પાસે જે કવિતા ગાતા હતા તે કોણ હતા? તું તેને ઓળખે છે?

તેના કપાળમાં વિભૂતિ ચોળી હતી, તથા ગળામાં રૂદ્રાક્ષ ધારણ કરેલી હતી તે જોઇ મને એમ તો સ્પષ્ટ દેખાઇ આવેલ છે કે તે જાતના બ્રાહ્મણ હશે. પણ મને

તેની વધારે પીછાણ પડી નથી.

સખી—તેના મુખની લાવણ્યતા, તેના બદનની ગૌર્ય-તા, ને ચાલની ચંચલતા એ સર્વ એવી હતી કે જાણે તે-નામાં અખૂટ વિધાનો ખજાનો ભરેલો હશે?

સખી કહે—બેન તે તો સર્વેસંગના વ્હાલા મિત્ર છે. ને સર્વેસંગ તેને પોતાની સાથે જાનમાં તેડી લાવેલા છે. વળી તેનું નામ કુસુમચંદ્ર છે.

કમળાગૌરી કહે—શું એનું નામ કુસુમચંદ્ર છે? ત્યારે તો તે મારી નાતનાજ છે મેં થોડા અઠવાડીયાં અગાઉ ટાઇમ્સમાં એમ વાંચેલ હતું કે ઐાદીચ સહસ્ત્ર જ્ઞાતીના મણીપુર નિવાસી ઉમર વર્ષે ૧૮ ના પ્રકાશચંદ્રના પુત્રે L. L. B. ની પરીક્ષામાં સારે નંબરે પાસ થઈ એક મોટું ઇનામ મેળવ્યું તો ખરે તે તેજ હશે?;

રાજાઓનો ધર્મ છે કે એવા વિદ્વાનને પોતાની પા-સે રાખેજ માટે આ નક્કી તેજ હશે. સખી-મારૂં મન મને વારંવાર એમજ સુચવે છે કે જાણે હું તેના મુખા-વિંદના વારંવાર દર્શનનો લાભ લઉ. પણ અરેરે!! તેતો મને

**મનહર.**

સુગંધ સમીર જૈસે, હંસબાર છીર જેસે,
ભૂજળ મિહીર જૈસે, મયુષી ચઢાય કેં;
પારદ કુમારી જૈસે, હરી શ્વાંત ધાર જૈસેં,
અમ્ર અનસાર જૈસેં ધૂમ ઉર ઝાય કેં.
ઉકતી એકદંત જૈસેં, શુદ્ધ બોધ સંત જૈસેં,
મિંત બાત મિંત જૈસેં, સેંનન જનાય કેં;
પ્રેમ બાન દે ગયો, ન જાનીએકી તે ગયો.
સુપંથી મને લે ગયો, ઝરોંખે પ્રગ લાયકેં.

(પ્રવીણ સાગર)

**અર્થ**—વાયુ જેમ સુગંધીને, હંસ જેમ પાણીમાંથી દુધને, સૂર્ય જેમ પોતાના કિરણો પસારીને જમીનના પાણીને અને કુંવારી સ્ત્રી જેમ (પારાની ખાણુમાં નજર કરીને) પારાને, બપૈયો જેમ શ્વાંતિ નક્ષેત્રની વર્ષાદુની ધારાને, અગરનો ધૂપ જેમ પોતાના ધૂમાડાગાં ધૂચવીને કસ્તુરીને, ગણુપતિ જેગ વ્યાસાદી મહા કવિઓની વાણીને, સત્પુરૂષો જેગ શુદ્ધ જ્ઞાનના ઉપદેશને, અને મિત્ર જેમ સાનમાં જણાવેલી મિત્રની વાતને લઈ લે તેમ તે મને પ્રેમનું બાણુ મારીને મારૂ મન હરી ગયો. હું જાણુતી નથી કે તે ક્યાં ગયો, પણ ઝરૂખામાં આંખથી નજર લગાડીને તે ખૂબસુરત પંથી મારૂં મન હરી ગયો.

વળી તે— **કવિત.**

અહેં ખગરાજ જૈસેં, ચિરિયાં સુ બાજ જૈસેં;
કે હરી સુ ગાજ જૈસેં, પ્રાન નિક સાય કેં.
જલચર ગ્રાહ જૈસેં, મીન મીન હાહ જૈસેં;
કીરપંખ ગ્રાહ જૈસેં, ફંદ ઉર આયકેં.
ભાગીરથી ગંગ જૈસેં, ધંટીક કુરંગ જૈસેં;
કુહિયા કુરંગ જૈસેં ભૂતળ ભ્રગાય કેં.
પ્રેમ બાન દે ગયો, ન જાણી એ કિતે ગયો;
સુપંથી મન લે ગયો, ઝરૂખે દ્રગ લાય કે.—

(પ્રવીણ સાગર).

વળી—ગરૂડ જેમ સર્પને, બાજ જેમ ચકલીને, મેઘની ગર્જના જેમ કેસરીસિંહના પ્રાણને કાઢી લે છે, મઘર મચ્છ જેમ જળમાં રહેનારા પ્રાણીયોને, મચ્છ માર જેમ માછલાને, પૂંખ ગ્રાહનામના શિકારનારને જાણુનાર શિકારી જેમ પાસમાં ફસાવીને પોપટને, ભગીરથ રાજા જેમ ગંગાને, ધંટવળ નાગના શિકારને જાણુનાર જેમ હરણુને,

કુહીયા (શિકારીપક્ષી) જેમ કાકાકૌવ્વા ને જમીનના મેદાનમાં ફેરવીને ઝડપથી લઈલેછે. તેમજ પ્રેમનું બાણ મારી ગયો-હું જાણુતી નથી કે તે ક્યાં ગયો પણ તેના રૂપના દર્શન દઇ ખૂબસુરત પંથી મારૂં મન હરી ગયો.

હું તેના મુખના હવે ફરીથી ક્યારે દર્શન કરીશ— અરે મારૂં હૃદય કામદાહથી બળી જાયછે અરે આ ઉજ્જ-વલ્લ શિત ચંદ્રકલા મને ઉલટી રીતે—બાળેછે—ને વારંવાર મને ( આજ ફકત મારીજ સંકલ્પનાથી ધારેલ ) પ્રિયતમના દર્શન કરી તેના રંકત હોઠથી મારા ગાલનું ચુંમ્બન લેવ-રાવવાને ઉત્સુકતા કરાવેછે—પણ હતભાગી પુર્વના દુષ્કર્મ-નો બદલો લેવાને અર્થે અવનીમાં અવતરેલ. હું તે લાભ ક્યાંથી મેળવી શકુ.—

હવે મને નથી ચેનપડતું—મારા માથામાં દુઃખાવો થવા લાગ્યોછે. ને મારૂં અંગ ખેંચાય છે. ! ! !

કમળાગૌરી આવી રીતે. કુસુમચંદ્રની કાંતિ, સુસ્વર, જે યોવનતા ઉપર અવલંબી રહેલછે. એ જોઈ તેની સખી તેને ધીરજ આપી કેહેવાલાગી—બેન તમારૂં વેવીશાળતો તમારા પિતાએ. કરેલ છે. છતાં તમો સમજુ થઈ આ પુરૂષને જોઇ આટલા બધાં વિવ્હળદશાને વશ થાઓછો એ તમારી ઉચી કેળવણીને એબ આપે તેવુંછે?

કમળાગૌરી તરતજ પોતાના નેત્રો લાલ કરી બોલી— અરે શું હું મારા પિતાની મુર્ખતાથી શોધાએલ એક અ-ભણુ, અણુસમજુ ને નાદાન બાળકને પરણી મારે માથે સદાનું દુઃખ વોહોરી લઈશ—? નાના તેમ કદી બનનાર નથીજ. શું એ સગપણુ મેં કબૂલ કર્યુંછે ? •

આધુનિક કાળમાં માબાપો પોતાની બાળકીયોને "કુ-ચકૂળ" જોઇને પરણાવેછે ને પછી તેઓને દોનખમના ક-

રતાં પણ વિશેષ દુઃખ સહન કરવા પડેછે તેમ હું પણ શું સદાને માટે દુઃખ વોહોરી લઈશ.

કદી આ અસ્થીર શરીર હાલ પડી જાયતો તેને મા- ટે શું? પણ હું એવા નાદાન સાથેતો પ્રેમની ગાંઠ બાંધ- નાર નથી નથી ને નથી—

ઉપર મુજબ કમળાગૌરીએ પોતાના મનનો ઉભરો બહાર કાઢયો. બાદ તેની વહાલી સખીએ તેને કહ્યું-તમે કહોછો તો તે ઠીક—પણ વળી તમે આને તમારા પ્રિયત- મ તરીકે કબુલ કરોછો. તે પહેલા તે પરણ્યા છેકે નહીં ? વીગેરે કાંઈ ખાત્રી કરી ? ફકત દૃષ્ટિ મેળાપી તેના વિષે એકદમ વિચાર બાંધવો તે કોઈ કાળે પસ્તાવાનું થાયતો.

કમળાગૌરીએ કહ્યું—વ્હાલી બેન. તે કુસુમચંદ્રછે એમનો તું કહેછેજ ના? કુસુમચંદ્ર અતિ વિદ્વાનછે. ને તે- હજી પરણેલ નથી વળી થોડાજ દીવસ અગાઉ મારા પિતા પાસે મણીપુર નિવાસી કોઇ પરોણો આવેલ હતો તે કહેતો હતો કે-કુસુમચંદ્રનું વેવીશાલ કરેલછે ખરૂં પણ ને કન્યા તે પરણે ત્યારે ખરૂં તે પરથી હું જાણુંછું કે તે પરણેલ નથી ને પોતાના સગપણમાં તેનું મન માન્યું ન- થીજ. કેમકે તે પરોણાનો બોલવાનો ભાવાર્થ સ્પષ્ટ એમ બતાવી દેતો હતો.

વ્હાલીસખી—મેંતો મારા મનથી તેને પરણવાનો સં- કલ્પ કરી મૂકેલો છેજ કદાપી હવે જો તે મને ગ્રહણ નહીં કરશે તો આ અવનીમાં હું ઈશ્વર આરાધન કરવાને મારો હવે પછીનો કાળ કાઢીશ—પણ આ વેલાતો મારા જ્વલીં અગ્નીને શાંત કરવાને મને એ કે રસ્તો સુઝતો નથી.—

આ સર્વે સાંભળી તેની વ્હાલીસખીએ તેને ધીરજ આપીને કહ્યુંકે—બેન હમેશાં ઉતાવળા બન્યાથી કામમાં

વિમાસવાનું થાય છે. માટે ધીરજ રાખશો તો સર્વવાત ઇશ્વરની સાનકુળાઇથી પાર પડશે.

હવે રાત ઘણી ગઇ છે માટે ઘરતરફ ચાલો કેમકે તમારી વ્હાલી માતુશ્રી તમારી વાટ જોતાં હશે. ને હું પણ મારે ઘેર જાઉં.—

કમળાગૌરી કહેવાલાગી—હા બેન જઇએતો ખરા પણ મારા મનમાં એવી ઉમેદ છે કે—હું એક પત્રિકા તારી સાથે કુસુમચંદ્રને મોકલી મારી મનોત્કંઠા તેને જણાવું તો કેમ?

આથી કમળાગૌરીએ તેને એક પત્રિકા લખી આપી ને એક સુંદર ([1]એન્ડવેલપ) નાંખી બીડી દીધી. પછી બંને બેનો ચાકર સાથે ઘર તરફ ગઇ—

અરેરે અત્યાર સુધી—આપણે બાપડા કુસુમચંદ્રની દશા શી છે? તે સંભાળેલ નથી તો હવે તેની આ દૃશ્ય દશા નીહાળો!

તે પોતાના વ્હાલા મિત્ર સર્વસંગની સાથે હું કયાં ચાલું છું, રસ્તામાં મને કોણ કોણ મળ્યું. ને મેં શી શી વાતો કરી તેની ભાન વિના ઉતારે તો આવ્યો—ને તુરતજ મારૂં માથું દુઃખે છે એમ બહાનું બતાવી પોતાને સૂવાનેજ માટે ખાસ રાખેલ મેડીમાં ગયો. ને ઓરડાના બારણા બંધ કરી પાથરેલા પલંગપર આમથી તેમ. આળોટતો આળોટનો બોલ તો હનો કે—

અરે મુગ્ધબાળીકા. મારા ચીતની ચોરનાર—હવે હું તારૂં નાજુક બદન જોઇ કે ઉપમા હું આ વેળા આપી શકતો નથી તે કદી ભુલી શકીશ નહીં.

મેં મારી એકી નજરથી તારા શરીરની શઘળી સૌંદર્યતા નીહાળેલ છે, અરે-તેમાં પણ તારા ઉરસ્થળ પર

---

[1] કવર.

આવી રહેલા બેનગ, જેની વચ્ચે જાણે કામ રૂપી નદીના આવાહનાર્થે એક ખીણુ હતી, ને ગ્રીવાપર લટકાવેલ હીરા જડીત હાર જેનું તેજ જો કદાપી સૂર્યનો તડકો હોત-તો તેના પડતા કીરણોની સાથે એકતા કરી લેત, તે તેજ જગ્યાએ જાણે તારી યોવનતાનો નીકળતો રસ ચુસી ન લેતો હોય તેમ દેખાતું હતું.

અરે--તુજ નાશીકા જે કે દીવાની જ્યોત જેવી હતી તેની અંદરની નથ તો વારંવાર તારા મિષ્ટ અધર રસનું પાન કરતી જણાતી હતી; આ સર્વ જોયાથી મારી મનેશા એમજ થઇ છે કે—જો કદી તું મને પ્રાપ્ત તો હું હું કદી પણ તારા શિવાય બીજાની સાથે મારા પ્રેમની ગાંઠ ન બાંધુ. ખચુસ ન બાંધુ.

વળી થોડી વાર રહીને પાછો તે પોતાના મનને જાણે વારતો ન હોય તેમ બોલતો હતો કે—અરે હું શી મારી મુર્ખતા બતાવું છું. જે સ્ત્રીની સગાઇ કોણ જાણે ક્યાં કરી હશે ને તે કોણ જાણે કેની પત્નિ થવાની હશે તેને આવી રીતે મારી અર્ધાંગના કરવાને લલચાઇને મનસા કર્મ બાંધું છું, ખરેખર—હું ઇશ્વરની અપ્રિતિ થાય તેવું આ આચરણ કરૂં છું. એમજ ઘડીએ ઘડીએ જુદા જુદા વિચાર કરતો કરતો પોતાના બીછાનામાં આળોટયા કરતો હતો.

આ વેળા કમળાગૌરીની સખીએ પેલી પત્રિકા એક સિપાઇની સાથે કુસુમચંદ્રને મોકલી તે જેવી તેને પોંહોંચી કે તુરતજ તે ફોડી અંદર વાંચે છે તો—

વ્હાલા. કુસુમચંદ્ર.

મેં આજ રોજ આપના દિવ્ય દર્શનનો કિંચિત લાભ દુરથી દ્રષ્ટિ મર્યાદે લીધો છે ખરો. પણ તે વેળાથી મારૂં મન આપની સાથે કેટલીક ગુહ્ય વાતો કરવાને તથા તેના

જવાબ મેળવવાને તલપી રહ્યું છે તો આપ મેહેરબાની ક-
રી ફરીથી એક વેળા આજ જ્યાં પધારેલ હતા ત્યાં આવી
મને મળવાને જરા તસ્દી લેશો તો ઉપકાર માનીશ—

લી. હું છું. આપની ઇચ્છા અનુસારે વર્તવાને તલ-
પી રેહેલને આજરોજ આપની સામે ઘણી વેળા જોઇ
રહેલ એક દાસી.

કુસુમચંદ્રે આ ચીઠી વાંચી તરતજ વિચાર્યું કે ખરે-
ખર આતો મારૂં મન જેની અંદર વળગેલ છે તેનીજ
ચીઠી છે, પણ તેણે પોતાનું નામ પાડેલ નથી. તેનું શું
કારણ હશે-કદાપી એમ હોય કે વખતે બીજાના હાથમાં
ચીઠી જાયને વાત ફેલાય જાય તો.

પણ વારૂં પ્રથમમાં તેણે મને વ્હાલા લખેલ છે તેનો
ભાવતો એમજ બતાવે છે કે તે ખરેખર મને પોતાના પ્રિ-
યતમ કરવાનેજ કબુલ કરે છે નહીં તો વ્હાલા કેમ લખે?

"ગુહ્ય વાતો કરવાન" આ તે શી વાતો હશે. શું
લગ્નાદીક તો નહીં તો નહીં હોય. પણ આ અનુમાન કેમ
થાય? ફરી ફરીથી ચીઠી વાંચે છે. તે પછી ફાડી નાંખે છે.
કેમકે બીજાના હાથમાં ન જાય--

કુસુમચંદ્ર સુતા સુતા આમ વિચાર કરે છે કે હવે
મારે તે એકલાજવું કે સર્વસંગની સાથે જવું.? જો હું
એકલો જઇશ. ને મને ભાળશે તો મારી કિર્ત્તિને કલંક
લાગશે માટે કેમ કરવું આમ વિચાર કરતા સર્વસંગની
સાથેજ જવાનો વિચાર કરી નિંદ્રાવશ થઇ ગયો. ને બીજે
દિવસે પાછો સર્વસંગની સાથે તેજ બાગમાં આવ્યો ને
આગલે દિવસે બેઠેલ બેંચે બંને મિત્રો બેઠા.

કમળાગૌરીતો પોતાના બંગલામાં અગાઉથી આવી
બેઠીજ હતી ને વારંવાર બારીમાંથી ડોકીયાં કરી જોતી હ-

તી કે શું તે આવ્યા? એવામાં બંને મિત્રોને બેઠેલા જોઇ પોતાના ચાકરને કહ્યું કે ."ભોળા" જો પેલા આપણા નૃ-પતિના જમાઈ બેઠા છે તેની આગતાસ્વાગતા કરવાને તે તો અત્રે તેડી લાવ.

ભોળાએ તુરતજ તે હુકમ ઉઠાવી લીધો ને સર્વેસંગ પાસે આવી સલામ કરી વિનતી કરી કે, મેરબાની કરી આ બંગલામાં થોડીવાર પધારવાને તસ્દી લેશો? સર્વેસંગે ત-રતજ કુસુમચંદ્રને કહ્યું કેમ જઈશું. કુસુમચંદ્રે હા પાડી એટલે બંને ત્યાં ગયા. એટલે તો કમળાગૌરીએ તુરતજ ઉ-ભા થઇ તેને માન આપ્યું. ને સુંદર ચેરપર બેસાડ્યા. કે-ટલીક વાતચીત કર્યાબાદ. સર્વેસંગે આ મુગ્ધ વયની બાળીકાને પૂ-છ્યું. તમારા પીતાનું નામ શું? કમળાગૌરી બોલી—લક્ષ્મીશંકર. સર્વેસંગે કહ્યું તમે કયે ગામ પરણ્યાછો. ને તમારા સસરાનું નામ શું?કમળાગૌરી નીચું જોઈ શરમાઇગઇ એટલે તેની બેનપણીએ કહ્યું કે—તે હજુ પરણેલા નથી. તેના પિતાએ તેનું વેવી-શાળ મીનાપુર શેહેરના રહીશ વિપ્ર ભીમજીને ઘેર કરેલછે ખરૂં. પણ તે લગ્ન કરી સદાનું દુઃખ વોહોરી લેવાને માટે મારી બેનની મરજી નથી. કેમકે સરખી વય તથા સરખા ગુણ વીના પ્રેમની ગાંઠ બાંધી પછી અતિ પસ્તા-વું પડે.

સર્વેસંગે કહ્યું—તેમણે ક્યાં સુધી અભ્યાસ કરેલો છે? જવાબમાં મેટ્રીકયુલેશનની પરીક્ષામાં મારી બેન આ સા-લમાં બીજે નંબરે પાસ થયા છે.—

સર્વેસંગે કહ્યું—શાબાશછે તેની ઉંચી કેળવણીને પ-ણ પરણવા સંબંધીનો તેનો વિચાર કોની સાથે છે?

આ સાંભળી તેની બેનપણીએ કહ્યું કે— આ ત-મારા મિત્ર કુસુમચંદ્રની કિર્તિ જયારથી તેણે સાંભળેલછે.

ત્યારથી તેનું મન તેનાપર વળગી રહેલ છે પણ તે વિ-
ચાર * * *

સર્વેસંગે તરતજ કહ્યું—હું ખુશીછું મારા મિત્ર કુ-
સુમચંદ્રને તમારી બેન જેવી ઉંચી કેળવણી પામેલ પત્નિ
મળે તેમાં તે કદી આનાકાની કરનાર નથી પણ આ વાત
બર આવવી મુશ્કેલ છે, કુસુમચંદ્રના પિતાએ કુસુમચંદ્રનું
વેવીશાળ પણ તમારી બેનની પેઠે એક ઠેકાણે વગર વિ-
ચારથી કરેલછે પણ તે લગ્ન કરવાને તે જરાએ ખુશી નથી
માટે આ બનેનો તેમાં કાંઇ અડચણ નથી કેમ કુસુમચંદ્ર
તમારી શી મરજી છે. કુસુમચંદ્રે તરતજ નીચું જોયું.
એટલે તો તેણે કબુલ કર્યું એમ સર્વેસંગે ઠરાવી લીધું—

ત્યારબાદ કેટલીક વાતચીતો કરી સર્વેસંગ લઘુ શં-
કાનું બહાનું બતાવી બહાર ગયા. ને તેજ વેળા કમળાગૌ-
રીની સખીપણ બહાર આવુંછું એમ કહી ચાલી ગઈ એ-
ટલે કુસુમચંદ્ર તથા કમળાગૌરી એકલા રહ્યાં.

તુરતજ કમળા ગૌરી ઉભી થઇ કુસુમચંદ્રને ગળે બાઝી
પડી બોલવા લાગી કે—ગમેતો મારો ને ગમેતો જીવાડો
મારા મનથી તમોનેજ—મારા પતિ તરીકે કબુલ કરેલછે
ને આ અવનીના બીજા પુરૂષોને મારા ભાઇ બાપ ગણેલા-
છે માટે મને અંગીકાર કરવીજ પડશે.

કુસુમચંદ્રે તુરતજ કહ્યું વ્હાલી—હું આજરોજ તારા
પ્રેમથી કૃતાર્થ થયો એમ માનું છું. ને હું પણ આ વેળા
એમજ પતિજ્ઞા કરૂં છું કે—મારે તારા વિના આ અવ-
નીની બીજી સ્ત્રી માત બેન સમજે—પણ હું તારી સાથે
ગાંધર્વ વિવાહ કરવાને—ચાહતો નથી. ઇશ્વરઈચ્છા હશે ત્યારે
હવે મળીશું. એમ કહી ઉઠે છે.

---

## પ્રકરણ સાતમું.

આઠ દિવસ સુધી આવી રીતે હમેશાં તે બાગમાં ભેગા થતા ને પ્રિતિની સજ્જડ ગાંઠ ચોટી. એટલામાં કુસુમચંદ્રને જાન વગાવવાથી પોતાને વતન જવાનું થયું; આથી તે દંપતિને અત્યંત ખેદ થયો.

અરસપરસ દીલગીરીની કાંઈ સીમા રહી નહીં. છેવટ જુદા પડતી વેળા કુસુમચંદ્રે પોતાનો એક સુંદર ફોટોગ્રાફ કમળાગૌરીના કરમાં આપ્યો ને કમળાગૌરીએ પણ પોતાનો ફોટોગ્રાફ તેને આપ્યો.

કુસુમચંદ્ર મણીપુર પોંહોંચ્યો પણ તેનું મન તો હજી પુષ્પાવતી નગરીથી બીલકુલ ખસ્યું નહોતું. રાત્રીએ ને દિવસે વારંવાર તેને કમળાગૌરી યાદ આવતી ને તે વેળા તે અતિ ઉદાસી થતો—ઘડીએ ઘડીએ પોતાની વ્હાલી કમળાગૌરીનો ફોટોગ્રાફ નિહાળતો ને બોલતો કે અરેરે હવે હું ક્યારે મળીશ ! !

કમળાગૌરીની દશા પણ ઉપર મુજબ હતી. તે પોતાના પ્રિયતમના પત્રની રાહ જોતી ને ઈશ્વર પાસે એવી યાચના કરતી કે--હે જગતના પાલણ પિતા તું હમેશાં સર્વનાપર દયા દ્રષ્ટિથી જુએ છે તેમ મારાપર પણ જોઇ મને મારા પ્રિયતમનો મેળાપ કરાવ. કદાપી મેં આ જન્મમાં તો એવું કાંઇ પાપીષ્ટ કૃત્ય આચરેલ મને સાંભરતું નથી તોપણ કર્યું હોય તો તે અને જો તેમ ન હોય ને પૂર્વના દુષ્કર્મનાથી મને આ સજા થતી હોય તો તે પણ મને તારી બાળીકા જાણી માફ થવી જોઈએ.

લગભગ ૩ માસ તો આમ ગયા એટલામાં કમળાગૌરીના પિતાએ તેનું જે ઠેકાણે વેવીશાળ કરેલ હતું ત્યાં લગ્ન કરવાને ઉતાવળ કરવા માંડી—બાપડી કમળાગૌરીની

દીલગીરીનો કાંઇ પાર રહ્યો નહીં; તે મનમાં મસ મુંઝાવા લાગી ને પ્રભુ પાસે પોતાનું મોત માગવા લાગી—પણ માગ્યું મોત કેમ આવે ?

જ્યારે અતિશે મુઝાઇ ત્યારે છેવટ તેણે ખોટી મર્યાદા રાખવાની ટેવ હવે છોડવાનો સંકલ્પ કોધો. ને વીચાર્યું કે-હું એક વેળા મારી વાત મારી વ્હાલી માને ગળે ઉતારૂં. પછીતો મારા ભાગ્ય! પણ કદી મારે તે લગ્ન મંજુરતો રાખવાનું નથીજ. તુરતજ પોતાની વ્હાલી સખી કાંન્તાને બોલાવી પોતાની માને સમજાવવાને યોગ ઉદ્દેશ કર્યો, ને પોતાની જે વાત છે તે તમામ હવે ખુલ્લી કરવાને સુચવ્યું.

કાંન્તાએ જઇ કમળાગૌરીની માતુશ્રીને નીચે મુજબ કહ્યું. માજી—હું કહેવાને યોગ્ય નથી; હજી હું નાદાન ગણાઉં તેવી છું છતાં આ વેળા મારે એક વિનતિ આપને કરવી પડે છે તે એ કે—

આજના વખતમાં ઉંચકુળને લોભાઇ જે માણસ પોતાની દીકરીને જ્યાં ત્યાં પરણાવેછે તે પાછળથી પસ્તાયછે.

કુળ ઊંચું કોનું નામ? કે જ્યાં હમેશાં સદ્ગુણવાસ કરી રહેલા હોય. જેના ઘરમાં સંપેજ વાસ કરેલો હોય, જ્યાં છોકરાં સદ્ગુણી હોય, ને તે સૌના પ્રભાવે લક્ષ્મીતો વાસ કરી દાસી થઈ રહેલ હોય, તેનેજ ઉંચું કુળ સમજવું.

અસલના વારામાં આપણા વડવાએ કૂળના વાડા જે કાઢેલાછે તે તે વખત મેં ઉપર જણાવેલ છે તેવું જોઈનેજ કાઢેલા છે. પણ હાલમાં તો હવે તે ઉંચ કૂળના તનુઓ ગમે તો "નીચ" હોય તો પણ ઉંચ ગણાય છે તેમ ન થવું જોઇએ.

હું જોયા કરૂં છું કે ઊંચ કૂળનું નામ ધરનાર પણ

કૃત્ય તો અતિ નિચ કરનારને માજી તમારા જેવા સમજુ છતાં પણ જલદીથી પોતાની વ્હાલી દીકરીઓ પરણાવી પછી તેના આખા જન્મનું દુઃખ જુએ છે. આ થોડું શરમાવા જેવું નથી?—

જુઓ હાલમાં મારી વ્હાલી બેન કમળાગૌરીનું સગપણ તમારા જેવા સમજુ મા બાપે મીનાપુરના રહીશ ભીમજીને ત્યાં કર્યું છે, પણ તે ઘરની સ્થિતિ કેવી છે. તેમજ જમાઈ કેવા ગુણજ્ઞ છે તે શું તમે તપાસ્યું છે? ત્યારે કહો તેનું પરીણામ આગળ ઉપર શું બને—?

માજી માનતા હો તો માનજો, પણ આવી રીતે અસુધરેલ, વરની સાથે પ્રેમની ગાંઠ બાંધવી તે કરતાં મરવું હજાર દરજ્જે બેહતર આજની સુધરેલ વિચારની દીકરીઓ કબુલ કરેજ?

આ સર્વ સાંભળી કમળાગૌરીની માતુ સમજી ગઇ કે—કાંન્તાનું આ બોલવું તેના પંડનું નથી પણ કમળાની ખાસ ફરમાશનુંજ છે. હું સારી રીતે જાણું છું કે—એ વેવીશાળ તેને બીલકુલ પસંદ નથી—કેટલીક વેળા લગ્ન વીગેરેની વાતો સાંભળીને તેનું મુખ પડી જતાં પણ મેં ભાળેલ છે. માટે તેનું આ કહેણુ તો વિચાર કરવા જેવું છે. વળી કાંન્તાનું છેવટનું બોલવું એટલે સુધીનું થાય છે કે આજની સુધરેલ દીકરીઓ તે કરતાં મરવું હજાર દરજ્જે બેહતર ગણે તો આ બોલ તો ખાસ વિચારમાં લેવા લાયકનાજ છે.

કમળાની મા બોલી—બેટા કાંન્તા એ સર્વ હું સમજી; હવે તારે બીજું કાંઈ કહેવાનું છે? કાંન્તાએ તરતજ કહ્યું મારી બેનનો વિચાર—મણીપુર નિવાસી હાલ વિદ્વાનમાં ખપતા કુસુમચંદ્ર સાથે પ્રેમની ગાંઠ બાંધવાનો છે એમ

પણ મારે કાને વાત થએલ છે, તો હવે તે સર્વ બાબતમાં તમો ઘટીત વિચારશો ?

આટલું કહી કાંન્તા પોતાને ઘેર ચાલી ગઇ.

સાંજને વખતે ઘરના સૌ માણસોએ વાળું કર્યા—બાદ કમળાગૌરીની મા પ્રેમકુંવર પોતાના ઓરડામાં ગઇ ને થોડોજ વારે તેના પતિ લક્ષ્મીશંકર પણ ત્યાં આવ્યા. વાતચીત કર્યા બાદ પ્રેમકુંવરે પોતાને કાંન્તાએ જે હકીકત કહી હતી તે સર્વ તેને કહીને કહ્યું કે—સ્વામિનાથ—પુત્રીની મરજી તેનું કરેલ લગ્ન રદ્દ કરવાની છે ને જો તેમ નહીં થાય તો પછી તે મરવાને તૈયાર થાય તેમ લાગે છે માટે જો આ વિચાર ફેરવો તો વધારે સારૂ વીગેરે વીગેરે કેટલુંક સમજાવ્યું. પણ લક્ષ્મીશંકરે તે બીલકુલ કબુલ કર્યું નહીં કેમકે તેના મનમાં—પોતાનું વચન જાય તે બાબતની વધારે બોંઠપ રહેતી હતી—વળી જ્યારે આ બાબતમાં પ્રેમકુંવરે તેને વિશેષ કહેવા માંડયું ત્યારે તે અતિ ક્રોધથી બોલ્યો કે—જો કદાપી પુત્રી મરશે તો તેને માટે મને કાંઇ લાગવાનું નથી—પણ એ વિચારતો નહીંજ બને ને તે વાત તારે ફરીથી મને ન કેહેવી.—

બીચારી કમળાગૌરીએ પોતાના ઓરડામાં આખી રાત કાંન્તાની સાથે કહેવરાવેલ સંદેશાના જવાબની અધીરાઇથી આખી રાત તો જેમ તેમ કાઢી, ને સવારમાં એક બારીમાં બેસી હવે તે કયારે આવશે એમ વાટ જોતી બેઠી હતી એટલામાં કાંન્તા કમળાગૌરીની મા પાસે જઇ પોતાના હાથમાં ટપાલના સિપાઇએ કમળાગૌરીના સીરનામાનો એક કાગળ આપેલ હતો તે લઇ ઉતાવળી ઉતાવળી ત્યાં આવી. કમળાગૌરીએ પૂછયું—કેમ બેન—મારી માતુશ્રી તરફથી શી ખબર લાવી છું. કાંન્તાએ તે વેળા અતિ ગંભીરતાથી

કહ્યુ બેન—તમારા પીતા પોતાની હઠ મૂકે તેમ નથી—
માટે તે વાત બનવી અસંભવીત છે.

કમળાગૌરીએ કહ્યું ઠીક ત્યારે—પણ આ તારા હા-
થમાં આ કાગળ શેનો છે ? કાંન્તાએ કહ્યું બેન એતો ત-
મારો પત્ર છે. ટપાલની ડીલીવરી કરનાર સિપાઇએ તે મને
આપેલો છે માટે આ લ્યો.

કમળાગૌરીએ તુરતજ તે પોતાના હાથમાં લીધો. ને
ફોડયો. વાંચે છે તો.—

**વ્હાલી કમળાગૌરી.**

તારો પ્રેમપત્ર મને ગઇ કાલરોજ મળેલો. વાંચી હ-
કીકત જાણી—તેં લખ્યું કે—હું હમેશાં વિરહજવાળાથી
અતિ વિટંબના વેઠું છું—વળી હાલમાં મારા પિતાએ મા-
રા લગ્ન બેલે ઠેકાણે કરવાનો વિચાર કરવા માંડયો છે. ને
તે પ્રસંગની સર્વ સામગ્રી તૈયાર કરવા માંડી છે. હજી સુ-
ધી તેને માટે અમુક દીવસ મુકરર કરેલ નથી તોપણ આ
સર્વ મારા ખેદમાં હાલતો વૃદ્ધી કરનાર થઈ પડેલ છે. ક-
દાપી જો મારા પિતા પોતાના વિચારને ફેરવશે નહીં, તો
મેં તો છેવટ એજ વિચાર ધાર્યો છે કે—આત્મહત્યા કરવી
કરવીને કરવી. આપનો પ્રેમ હું ભુલી શકીશ નહીં. જો
કદાપી આ વેળા આપનું મળવું થવું અશક્ય થશે તો પ-
છી આવને જન્મ પણ હું આપની અર્ધાંગના થાઉં તેમ
ઈશ્વર પાસે જાચીશ. હાલતો એજ.

એ મુજબના તારા પત્રના ઉત્તરમાં જણાવવાનું કે—
તું જાણતી હશે કે—હુ સુખી હોઇશ, તો એ તારૂં અનુ-
માન ખોટું છે. હું પણ તારા મનોહરરૂપ તથા ઉત્તમ ગુણને
ભુલી ગયો નથી મને તું વારંવાર યાદ આવેછે.

તારા પિતાએ તારા લગ્ન કરવાની તૈયારી કરવા માંડી

છે. તો તેથી તું અત્યંત શોકાતુર રહેછે. પણ હું લાચાર છું કે—હવે બીજો કાંઇ રસ્તો શોધી શકતો નથી. ને છેલ્લે જણાવેલ છે કે—હું આત્મહત્યા કરીશ. આથી વળી મને થોડું દીલગીર થવા જેવું નથી—જો એમ થશે તો પછી મારે પણ જીવીને શો લાભ મેળવવાનો છે. કેમકે હાલમાં પણ મારી ઓરમાન માની શિખવણીથી મારા દુઃખનો કાંઇ પાર નથી. તેણે મારા પિતાને થોડા દિવસ પહેલાં એમ શિખવ્યું હતું કે—કુસુમચન્દ્ર તમે કરેલ વેવીશાળ રદ્દ કરવાનો છે માટે ગમે તેમ કરી જલદીથી તેને પરણાવી દેવો—

આવેળા મારા પીતાનો લગ્ન કરવાનો જે આગ્રહ હતો તેની તો કાંઇ સીમાજ નહીં. પણ મારા વ્હાલા મિત્ર સર્વેસંગની ખાસ ફરમાશથી તે ઘણીજ મુશીબતે હાલ તો મુલતવી રહ્યુંછે. પણ તેથી સંતોષ પામવાજેવું નથી કેમકે વાતમાં વાતમાં સર્વેસંગે જણાવેલ છે કે—તમો ગમે તેટલું કરશો પણ કુસુમચંદ્ર તે લગ્ન તો નહીંજ કરે. આથી હવે તે મને રોજ સંતાપેછે.

ગઈ કાલરોજ હું બહાર ગયો હતો ને સ્મૃતિ નહીં રેવાથી તારો પત્ર ટેબલ પર ભુલીગએલો. એ વેળા મારી નવીમાએ મારા ઓરડામાં આવી તે કાગળ તેમજ તારી છબી લઇજઈ મારા પિતાને એમ ભમાવ્યા કે—કુસુમચંદ્ર તો. હવે રાંડો રાખતા શીખ્યા છે જુઓ આ એક છબીલીની છબી તો તેણે મર્યાદા મૂકી પોતાના ઓરડામાં ટાંગી હતી વળી આ કોણ જાણે કઇ બાઇનો કાગળ તો વાંચો આમ સમજાવી મારાપર અતિ ક્રોધાતુર કરેલા હતા.

હું જેવો ઘેર આવુંછું કે તુરતજ તેણે મને કેટલાક ન સાંભળી શકાય તેવા શબ્દો કહ્યા. ને હજી પણ તે મારા તર્ફ અતિ કરડી નજરથી જુએ છે.

આ સર્વે વાતથી તું સમજીશ કે હું કેટલો દુઃખમાંછું. હવે તો મારા પિતાપાસે હું સર્વેસંગને મોકલીને મારી મનેચ્છા તારી સાથે જે પ્રેમગાંઠ બાંધવાની છે તે તેને જણાવી તેના મનની ભ્રાંતિ ભાંગીશ ત્યારેજ સુખી થઈશ—માટે ધારૂંછું કે કાલે તેમ કરીશ—ને પછીથી તારાપર પત્ર લખીશ—એજ.

લી. હું છું તારા સ્નેહથી બંધાએલ—

કુસુમચંદ્ર.

ઉપરમુજબ કાગળ વાંચી કમળાગૌરીનું મોં પડી ગયું. તે બોલવા લાગી અરેરે—હું તો સુખી નથી પણ તે સાથે મારા પ્રિયતમ પણ સુખમાં નથી. શીવ. શીવ શીવ. આમ બોલતી બોલતી તે ઢળી પડી. ને અતિ આક્રંદ કરવા લાગી—છેવટ કાંન્તાએ તેને ઘણું સમજાવી, ધીરજ આપી ને બેઠી કરી—કેટલીક વારે મુખધોઈ ઉદાસમાં એક હાથ લમણે રાખી તે એક ગોખમાં બેઠી.—

આવેળા કાંતા પોતાને ઘેર ગઇ.

કમળાગૌરીએ વિચાર્યુ કે—હવે હું સારી રીતે સમજુ છું કે—મારા પીતા પોતાનો વિચાર ફેરવવાના નથી. ને તે મારીદયા જાણે તેમ નથી માટે બેહેતરછે કે—હવે મારે આ ફાની દુનીયાને પરહરવીજ. આમ વિચાર કરી પોતાની આસપાસ હવે કોઇ નથી તે જોઇ પાસે પડેલ કાગળ તથા શાહીથી કુસુમચંદ્રને મોકલવાને માટે એક પત્રિકા તૈયાર કરી તે પત્રીકા પર કાંન્તા ને પોચે તેમ લખી—(અંદર જુદા કાગળથી કાંન્તા ને સુચવ્યું હતું કે તું આ કાગળ ટપાલમાં નાંખજે) એ ઘૂંટણીએ બેસી ઇશ્વરની ઉપાસના કરવા લાગી કે.—

## લાવણી.

"જોડી તેં ન જોઇ માડી જોડી તેં ન જોઇ માડી"
"ખરે તેં જાણ્યો જુના દેશ. એ રાગની."

અંબીકા ખરી માત મારી, અંબીકા ખરી માત મારી;
ગુણ ગણુના કયમ ગાઈ, શકું હું ગહન ગતી તારી—ટેક.
પ્રિતની રીત તને પ્યારી, પ્રિતની રીત તને પ્યારી;
પ્રિત ધરી જે રટે નામતો, તરેજ ભવવારી અંબીકા૦ ૧
પાપીને પાવન કરનારી, પાપીને પાવન કરનારી;
શક્તિ અનાદી જલ સ્થલ જાપી, ન જાય વિસ્તારી. અં૦૨
તુજ ગતી જગદંબ ન્યારી, તુજ ગતી જગદંબ ન્યાર;
પુર્ણ પ્રકાશક ભક્તરંજની, માજી ઉપકારી. અંબીકા૦૩
નાંમછે તુજ મંગળકારી, નાંમછે તુજ મંગળ કરનારી;
રક્ષા કરજે તુજ અબળાની, તરેજ ભવતારી. અંબીકા૦ ૪

ને ત્યારબાદ પોતાના હાથમાં એક કટાર લઈ જેવી તે પોતાના પેટમાં મારવાની તૈયારી કરેછે એવામાં સામેના બંગલામાંથી તેનો પિતા કાંઈ ખાસ કારણુસર ત્યાં આવી ચડયો—પોતાની એકની એક ને લાડથી ઉછરેલ બાળિકા આ વેળા પોતાના હાથમાં કટાર લઇ મરવાની તૈયારી કરતી જોઈ તેની આંખોમાં પાણી ભરાઇ આવ્યાં. તરતજ તે દોડીને તેને ગળે બાઝી પડયો ને હાથમાંનો કટાર પડાવી નાંખ્યો.

લક્ષ્મીશંકરને આવેળા ગઇ રાતે પોતાની પ્રિયાએ કહેલ બીના યાદ આવી. ને તેવેળા તેણે સુચવેલ હતું કે પુત્રી મરવાને તૈયાર છે પણુ તે લગ્ન કરવાને ખુશી નથી એ વેળા તેને સિદ્ધ થયું. તુરતજ તેણે પોતાના મનનો વિચાર ફેરવ્યો. ને પોતાની વ્હાલી પુત્રીએ જેને પરણુવાનો વિચાર કરેલ હતો તેનેજ પરણાવાને માટે ખાસ વિચાર કર્યા—ને કમળાગૌરીને ધીરજ દીધી.—

લક્ષ્મીશંકરના મનમાં આવ્યું કે—હું મણીપુર પ્રકાશચંદ્રને પત્ર લખીશ પણ તે કદાપી મારા પત્રને માન નહીં આપે તો પછીથી તે વેવીશાળ બનવું મુસ્કેલ થશે. માટે જો કદાપી તેમ ન કરતાં અત્રેથી હું નૃપતિના હાથે મણીપુર સવૈસંગના પિતાને કાગળ લખાવી તેનીજ પાસે તે વાતનો અત્યાગ્રહ કરાવું તો તે લગ્ન ખચીત કબુલ કરશેજ. આમ વિચારી તેણે તે મુજબ કર્યું. એટલેતો પ્રકાશચંદ્રને તે લગ્ન માન્ય કરવું પડ્યુંજ.

લક્ષ્મીશંકરે ચૈત્ર શુદ ૨ ના લગ્ન જોવરાવી લગ્નપત્રિકા મોકલી ને ઘરમાં જોઇતી સામગ્રી એકઠી કરી. તે મુજબ મણીપુરમાં પ્રકાશચંદ્રે પણ તૈયારી કરવા માંડી.—



## પ્રકરણ આઠમું.

ચૈત્ર શુદ ૨ નો દિવસ આગળ આવવા માંડ્યા. જેથી મણીપુરમાં કુસુમચંદ્રને ઘેરતો ઘણીજ ધામધૂમ થવા લાગી.—

મોટો માંડવો નાંખવામાં આવ્યો, ને સાયંકાળથી તે માંડવામાં ઘણીજ સરસ દીપમાળ હાંડી, ઝુમર, વાલસેટ, દીવાલગીરી વીગેરેથી કરવામાં આવતી.—

માંડવામાં ખુરશી, બેંચો વીગેરે ચોતરફ ગોઠવેલ હતા. ને વચ્ચેના ભાગમાં એક સુંદર જાજમ પાથરી હતી વળી આ જાજમ ઉપર મધ્ય ભાગે એક સુંદર ગલીચો પાથરેલ હતો. જેમાં તદન સોનેરી બુટ્ટાથી સરસ ભરત કામ કરેલ હતું. ગાલીચા ઉપર એક સુંદર સંગેમરમરનું નમુનાદાર ટેબલ ગોઠવેલ હતું. ને તેપર ભાત ભાતના કૃત્રીમ ફુલ-ઝાડો એવી સફાઇબંધથી ગોઠવેલ હતા કે જે જોયાથી માણુસનું હૃદય પ્રફુલ્લિત થયા વિના રેહેજ નહીં.

ગાંડવાની ઉપરના ભાગમાં સફેત પણ વચ્ચમાં જૂદી જૂદી જાતના બૂટ્ટાદાર ચંદની બાંધી હતી. ને તે જ્યારે તેની અંદરના હુકોમાં પરોવેલ હાંડીની રોશની થતી ત્યારે ઘણીજ ઓપતી—

આજુબાજુમાં સુંદર મોટા તકતા ગોઠવેલા હતા. તેમાં કોઇમાં રાણીનો છોકરો તો કોઈમાં જર્મનનો શહેનશાહ ને કોઈમાં રૂશીયાનો ઝાર એમ યુરોપી તેમજ સ્વદેશી ભાર્તભૂમીના અકબર, રામ, ભીમ વીગેરે ફોટોગ્રાફથી ગોઠવેલ રાજા હતા. આ સર્વે જોનારના ચીતને આનંદ આપે તેવુંજ હતુ.

મંડપની સામેની બાજુમાં મહારાજા સર્વેસંગને બેસવાને માટે એક સોનાની ખુરશી ગોઠવેલ હતી—ને સર્વેસંગ પણ દરરોજ રાતના વાળુ કરીને તુરતજ પોતાના વ્હાલા મિત્રના ઉત્સવમાં ભાગ લેવાને ત્યાં પધારતા—જે વેળા મંડપની બહાર તેને દેશીવાજુ સારૂં માન આપતું

મણીપુરના શેઠ શાહુકારો તેમજ ગરીબ ગરબાં આ મંડપ જોવાને માટે દર રાત્રીએ ત્યાં આવતા. તેમાં જે યોગ હોય તેને આદર સત્કારથી મંડપમાં લઇ જઇ સારી બેઠકે બેસારતા ને પાન સોપારી ફુલગોટા આપતા.—

લગભગ ૫ દીવસ આ મુજબ ધામધૂમ કરી એટલે તો જાન જોડવાની તૈયારી કરવાની જરૂર પડી કેમકે પુષ્પાવતી પોચતા રસ્તામાં બે દિવસ થાય તેમ હતુંજ. એટલે સૌને તે આમંત્રણ કરવામાં આવ્યાં.

અત્યાર સુધી આપણે કુસુમચંદ્રની નવી મા શૃંગાર કુંવરની તો બીલકુલ ખબર લીધીજ નથી. તે બિચારીને તો પેટમાં, કુસુંમચંદ્રનું વેવીશાળ જ્યારથી પુષ્પાવતી કર્યું ત્યારથી "લ્હાય" લાગી હતી. આખો દિવસ ઘરમાં કંકાસીય-

ણુની માફક પોતાનું મોં ચડાવીને તે એક કોરેજ બેસી રહે-
તી. કેમકે એજ કમળાગૌરીનું વેવીશાળ—પ્રથમ પોતાના
નાંના ભાઇના વેરે કરેલ હતું ને તેને પરણુવાની આ મુદત
હતી—પણ તે તોડી તેના પીતાએ અત્રે વેવીશાળ કર્યું એ
શું તેને ઓછું દીલગીર થવા જેવું ? પ્રથમથીજ કુસુમચંદ્ર-
નાપરતો તેની અપ્રિતિ હતી. તેમાં વળી આ થયાથી તે
વધે તેમાં કાંઇ નવાઇ નથી—ઓરમાન દીકરો કોઈને વહા-
લો તો હોય નહીંજ.

પ્રકાશચંદ્રે જાન જોડવાની તૈયારી કરવા માંડી ને
શૃંગારને ઘણું સમજાવી કહ્યું કે—તું તારી ઉદાસીને
એક બાજુપર મૂકી સારાં સારાં કપડાં વીગેરે લઈ
તૈયાર થા. પણ સ્ત્રીની જાત સમજાવી સમજે નહીં તેમ
આ પણ સમજી નહીં. એટલે પ્રકાશચંદ્રે પોતાના સગાં
વીગેરેને લઇને જાન જોડી. આ વેળા સર્વસંગ પણ સાથેજ
આવેલ હતા—

બીજને દીવસે સૂર્યાસ્ત સમયે જાન પુષ્પાવતીની ભા-
ગોળે આવીને તુરતજ પડાવ નાંખ્યો એટલે આરબોએ
બંદુકોના બાર કરવા માંડયા.—

ગામમાં ચોતરફ ખબર પડી ગઈ કે જાન આવી
એટલે છોકરાંઓ તો વરને જોવાને માટે બહાર દોડી આ-
વ્યાં. ને થોડીવાર ઉભા રહી પાછા ચાલ્યા જવા મંડયા.—

લગભગ ાા કલાક ન થયો એટલામાં સામૈયુ થયું.
ને એક સારી જગ્યાએ જાની વાસો કરાવ્યો—

બરાબર રાતના બાર ઉપર એક વાગતે લગ્ન મુહૂર્ત્ત
મુજબ લગ્નક્રિયા કરાવીને પછી થોડીજ વારે વરઘોડીયાં
ઉતારે આવ્યા પણ બીજે દિવસે તો કમળાગૌરીને પાછી
તેના પીતાને ઘેર થોડા માણુસ આવીને તેડી ગયા—

સાત દીવસ સુધી જાન પુષ્પાવતીમાં રહી ને પછી ગણીપુર આવવાને નિકળી. આ વેળા કમળાગૌરીની કેટલીક સખીઓને તેના સ્નેહના વિયોગને લીધે રડવું આવ્યું. તેમાં પણ કાન્તાને તો અતિશે દીલગીરી થઇ.

મણીપુર આવ્યા બાદ વરઘોડીયાં ઘેર આવ્યા ને કુસુગચંદ્ર પોતાના પિતાને પગે લાગ્યો ને કમળાગૌરી પોતાની સાસુને પગે લાગી જે વેળા તેણે લોક લાજથી તેના ઓવારણાં લીધાં.

મૂળથીજ શૃંગારકુંવરને કુસુગચંદ્રના પર અપ્રીતી હતી એમ તો આગળ આવેલ છે તેમાં આ કમળાગૌરી આવવાથી તો તેને હવે બળતામાં ઘી હોમ્યા જેવું થયું.—

બિચારી કમળાગૌરીને આ બાઇએ પ્રથમમાંથીજ હલકી પાડવા માંડી. તેનું દરેક કામ વખોડવા લાગી ને જે આવે તેને કહે કાંઇ વળોટજ નથી.—

આથી કમળાને માઠું તો લાગતું પણ શું કરે ? આગ થોડા દીવસ ન ગયા એટલામાં વળી આ કુભાંડીએ તેને માથે આળ મૂકયું કે—મારી મોહનમાળા ચોરી ગઇ ને લાગ જોઇ તે તેના ઓરડામાં મૂકી આવી ઘરના સૌ માણુસના દેખતાં તેની પાસેથી કઢાવી.—

કુસુમચંદ્ર આ વેળા ગમ ખાઈ ગયો તેના જાણવામાં સઘળી બીના આવી હતી—પણ જો પોતે કાંઇ બોલે તો અસુધરેલ પ્રજાને એમ બોલતાં વાર ન લાગે કે—ઇંગ્રેજી ભણેલાને મર્યાદા હોયજ નહીં. તેતો હમેશાં ટાપટીપ કરી હાથમાં લાકડી રાખી માબાપોની આજ્ઞાને ઉલ્લંઘન કરી ફરવા હરામાં સમજે એટલુંજ નહીં પણ અડધા વટલેલ જેવાજ હોય. આ સર્વ ધારતી તેગજ વળી પોતાને પરણ્યાને હજી થોડીજ મુદત થએલ એટલે પોતાને માટે વધારે બો-

લાશે એમ જાણી તે ચુપ રહી પોતાના મનને વારીને રં-
ધ્યા હતા.

જ્યારે કમળાગૌરીએ તેની પાસે આવી અતિશે આ-
ક્રંદ કરવા માંડ્યું ત્યારે કુસુમચંદ્રે તેને ધીરજ દીધી ને ક-
હ્યું હોય તેમાં શું થયું? આમ ગણીગણીને ગાંઠે બાં-
ધીશ તો પાર આવશે નહીં. પણ કમળાગૌરીને આ દુઃખ
અતિશે લાગ્યું. તે વારંવાર પોતાના મનમાં કહેતી કે અરે શું
મને ચોર ઠરાવી? હવે મારે દુનીયામાં શું મોઢું લઈ ચાલવું?
થોડા દીવસ ન થયા એટલામાં પુષ્પાવતીમાં કમળાની
માને ખબર પડી કે—કમળા મુંઝાય છે. એટલે તેણે તેને
તેડવા મોકલી ને કમળા પણ હોંશથી પોતાના પ્રીયતમની
પરવાનગી મેળવી પુષ્પાવતી ગઇ—

નીચ માણસ પોતાની નીચતા છોડતા નથી—શૃંગા-
રકુંવરને સોબત તો નીચની હતી. એટલે પછી તેની ની-
ચત્તાઇની શી મણા—

કમળાગૌરીને ગયાને હજી એક માસનો નથી થયો એ-
ટલામાં વળી તેણે એક બીજું પ્રપંચ ઉભુ કર્યું. તે એકે—
કુસુમચંદ્રને તેના બાપ સાથે એવો વૈરભાવ બંધાય કે એક
બીજાને એક બીજાનું મોં ન જોવાનું થાય—તેમજ કુસુ-
મચંદ્ર પોતાને સાસરે જઇને સારી રીતે સુખ ન પામે—
આમ વિચારી તેણે તેનાપર એવો ખોટો આરોપ મૂક્યો કે
તે મારી લાજ લૂંટવાને માટે તૈયાર થયો—

ને સાંજે જ્યારે પોતાનો ધણી ઘેર આવ્યો ત્યારે તે-
ની પાસે રડી પડીને કહેવા લાગી કે—હવે તે મારે આ
ઘરમાં કેમ રેહેવું. હું તો મરવાનેજ માગું છું. હું હવે ગા-
મમાં મોઢું કેમ બતાવી શકીશ—એમ કહી અતિ આક્રંદ
કરવા મંડી.

પ્રકાશચંદ્ર, "ત્રોટકની ચાલ."

મમ પ્રાણ આધાર ઉદાશ બની,
કયમ મધુર બોલે નહીં મૃગનયની;
તુજમન વ્યાકુળ દીસે ખરે તરૂણી,
મુજ વાત કરો સબ દુઃખ તણી.
નવ કરવું ઉદાશ તમ દીલ અરે,
કરો વાત બરાબર સમજ પડે;
નિશ્ચે હણીશ તુજ દુઃખ સઘળાં,
કરૂં દુઃખ કાપી સુખ ચંદ્રકળા.

પ્રકાશચંદ્રે જ્યારે તેને કહ્યું કે પણ થયું શું તેતો કહે—ત્યારે વળી તેણે રડતાં રડતાં કહ્યું કે—અરે શું કહું. આજ બપોરે તમારો છોકરો મારી આબરૂ લેવાને માટે હું જ્યારે બપોરે મેડીએ ચોખા લેવાને ગએલી ત્યારે મને પકડી ને આ માહારી પેહેરેલ બાંધણી ફાડી નાંખી. સારા ભાગ્યે હું માંડમાંડ નીચે ઉતરી આવી.—

પ્રકાશચંદ્ર આ બાઈનું કહેવું ખોટું માનતો પણ આ વેળા તો તેના દીલમાં તે ખરૂંજ વસ્યું. તરતજ ક્રોધ કરી તે કયાં છે એમ બોલ્યો—એટલે શૃંગારે કહ્યું કે મેડીમાં હશે— શૃંગારને કહ્યું ફીકર નહીં.

"જુવો જુવો વિપ્રે ભીડી હામ ધનુષ્ય છટાએ ધર્યુંરે." એ રાગ,

મજ પ્રાંણપ્રિયા ન મુંઝાય, રજા દઉં એને હવેરે;
એણે નિતિથી દુર ભર્યો પાય, રજા દઉં એને હવેરે,
નિશ્ચે જાણજે આ સત્ય વચન, રજા દઉં એને હવેરે.
જો ન કાઢું તો તુજ સોગન, રજા દઉં એને હવેરે.
ટાળું તારા અંતરની ભ્રાંત, રજા દઉં એને હવેરે.
પ્રિયા નવ કરો કાંઈ કલ્પાંત, રજા દઉં એને હવેરે.
એણે નીતિનો કર્યો ભંગ, રજા દઉં એને હવેરે.

પતિવ્રત્તાતણું દીલ મુજ સંગ, રજા દઉં એને હવેરે.

એટલે લાગલાજ ઉપર જઈ કુસુમ તરફ જોઇને ગુસ્સાથી કહ્યું—

અરે નિચ વિચારના બેશરમી—જા તારૂં કાળું મોં મને બતાવીશ,નહીં. એકદમ આ ઘરમાંથી બહાર નીકળ—શું મેં તને પાળી પોષીને મોટો કર્યો ત્યારેજ તેં × ×

બિચારો કુસુમચંદ્ર પીતાના આવા શબ્દો સાંભળી આભો બની ગયો ને તે ન સમજ્યો કે—મને શા માટે આમ કહેછે. ધીરજથી તે તેને પૂછવા લાગ્યો કે—પણ પીતાજી શું મેં નીચ કામ કર્યું તેતો કહો—?

પ્રકાશચંદ્રે ફરીથી તેને કહ્યું કે—જાણ્યું જાણ્યું બસ હવે ડહાપણ મૂકી બહાર નીકળ. શું જાણુતા છતાં અજાણ્યો થાય છે —? અરે મા સાથે ખુટાપણ. હત નિર્લજ છેલું વાક્ય સાંભળતાં વારનેજ કુસુમચંદ્રની આંખ ફરી ગઈ, તેની દીલગીરી ઉડી ગઇ, તેની નસોમાં લોહી ઉછળવા માંડ્યું ને તેના રોમ જેમ શાહુડી ક્રોધે ભરાય છે ત્યારે પોતાના સીસોળીયા ઉભા કરેછે તેમ ઉભાં થયાં ને આંખો લાલચોળ બની ગઈ પણ ધીરજ રાખી બોલ્યો—-

હું આ વેળા તમે મારા પિતા છો તેથી વધારે નથી કહેતો પણ અરે જો મેં કોઈ બીજાને મોઢેથી આમ સાંભળ્યું હોય તો—અરે ખચીત કહું છું. નકી કહું છું કે—એક વખતતો તેને જમીનદસ્ત કરૂં કરૂંને કરૂં

કદી મારૂં શરીર પડી જાય તો શું થયું હું તેને માટે દરકાર રાખતો નથી. પણ મારૂં અરે નકી મારૂં,પીતાજી—કદી સૂર્ય પશ્ચિમનો ઉગે, મેરૂ ડગે, સમુદ્ર મર્યાદા મૂકે—ધ્રુનો તારો ચલીત થાય—નક્ષત્રની ગતી ઉંધી થાય—તોપણ હું અરે હું કુસુમચંદ્ર એવો વિચાર પણ સ્વમા-

માં ન કરૂં ખરે નજ કરૂં—

અરે પૃથ્વી તેં શું તારી સત્યતા છોડી દીધી કે ગજ સરખા નિરઅપરાધીને માથે આવી ખોટી આળ નાંખનારને હજી તું તારાપર વસવા દેછે. અરે શક્તી દેવી તારી માયા શું દુનીયામાં અલૌકીક કેહેવાય છે. તે હવે શું આ વેળા તું ક્યાં સંતાઇ ગઇ? અરે સૂર્યનારાયણ તું હવે તારો દિવ્ય પ્રકાશ તે શા માટે દુનીયાને દેતો હોઈશ? કેમકે જ્યારે પૃથ્વીમાં આવા કુભાંડી છે ત્યારે તેના હાથથી તારે શું કરાવવાનું છે? આ મુજબ ઘણી ઘણી રીતે તેણે દિલગીરી બતાવી—

આ સર્વ સાંભળી રત્નાબાદ પ્રકાશચંદ્રે તેને કહ્યું—એ બધું જાણ્યું જાણ્યું પણ તારે હવે મને મોં નહીં બતાવવું—

આ સાંભળી કુસુમચંદ્રથી રહી શકાયું નહીં તે બોલ્યો—

જુઓ જુઓ વિપ્ર ભીડી હામ ધનુષ્ય છટાએ ધર્યુંરે. "એ રાગ"

નવ ધારો મનકુ વિચાર પિતા સુતને નવ ઘટેરે;

નહીં અસત્ય કદી હું વદનાર. ટેક.
સુખ કર સુનિતી ભોજન;
જેને ચાહે નિશદીન મુજ મન. ૧
દુલ્લભ નિતી તજુ કેમ;
જો તજુ તો ન રહું ક્ષણ ક્ષેમ. ૨
હવે વિશેશ નથી કેતો તાત;
નથી લજવી મેં મારી જાત. ૩
જાઉં તજી તમ ગ્રહને અવાર;
પાછળથી પસ્તાસો અપાર. ૪
બસબસ કરી હવે બહુ!

નકિક જાઉંછું તજી ગ્રહ સહુ. ૫
જતાં પ્રાંગુલગી છું હુંશીયાર;
મુંક્યું આળ ખરે આવાર. ૬

ઉપર મુજબ કહી તે તુરતજ પોતાના કપડાં તથા થોડી સિલિક જે પોતાની પાસે હતાં તે લઈ તેજ વેળા તે ઘરમાંથી બહાર નીકળ્યા. ને મનમાં વિચાર કરવાલાગ્યો કે —હવે મારે કેની તરફ જવું. કેટલીકવાર મનમાં ભીન્નભિન્ન તર્ક કર્યા ને છેવટે એમ નક્કી કર્યું કે—એકવેળા મારી સ્ત્રી ને મળી આવ્યા બાદ. વિદેશે વિચરવું—આમ વિચારી તે-ણે પુષ્પાવતી જવાનો નક્કી ઠરાવ કર્યો ને રાતની રાત ગા-ગમાં કોઈને ખબર ન પડે તેમ એક ધર્મશાળામાં પડી રહ્યો.

બીજે દિવસે સવારે વેહેલા ઉઠી કપડાં વીગેરે બાંધી તે પુષ્પાવતી જવાને નીકળ્યો. ચાલતાં રસ્તામાંજ પોષ્ટ ડીલી-વરી કરનાર સિપાઈએ તેને એક કાગળ આપ્યો. જે લઇ તે વાંચે છે તો અંદર પોતાની પ્રીયાના સર્પડંશથી અકાળ મૃત્યુના ખબર હતા જેથી તેની આંખોમાં પાણી ભરાઇ આવ્યાં ને અતિ દીલગીરીમાં ગરકાવ બની ગયો. પણ ધીરજ રાખી પોતાના હાથમાં આવેલ કાગળ પોતાના પિ-તાને મોકલવાને માટે તેજ સિપાઈને વિનંતિ કરીને—પાછો આવ્યો ને જણાવ્યું કે—આ કાગળ મારે ઘેર મારા પિ-તાને આપવો ને પોતે ત્યાંથી આગળ ચાલવા લાગ્યો. ગામ બહાર જઇ નદીમાં નાહીં બીજા કપડાં પેહેરી હવે પુષ્પા-વતી જવાનું બંધ રાખી તે એક ઝાડનીચે બેઠો ને વિચાર કરવા લાગ્યો કે—અરે શું. કમળાગૌરી ખચીત મરીજ ગઇ. ના ના તેમ હોય નહીં? પણ વળી ફરીથી વિચાર કરીને તે ખરૂ હશે એમ ઠરાવ્યું.

છેવટ વળી કાગળમાં પોતાના સાસરાની સહી હતી

તે પરથી તે વિચારવા લાગ્યો કે—મારા સાસરાના અક્ષરને હું જાણું છું. એ અક્ષર તેનાતો નહોતા પણ જાણે કોઇ છોકરાના હાથના લખેલ ન હોય તેવા હતા—તો શું આ તર્કટ તો નહીં હોય ? આમ તર્ક કર્યા કરેછે ને છેવટ એમ નક્કી કર્યું કે—અરે એવો કોણ મારો દુશ્મન હોય કે આમ ખોટા કાગળ લખે ? માટે મારેતો તે ખરોજ માનવો જોઇએ. તો હવે પુષ્પાવતી તો નજ જવું.—

આમ ધારી તેણે સર્વેસંગને એક કાગળ પેનસીલથી લખીને પાસેના નાના ગામથી ટપાલમાં નાંખવો ધારી તે ત્યાંથી નીકળ્યો. ને આશરે બે ગાઉપર એક નાનું ગામ હતું. ત્યાં જઇ સર્વેસંગને લખ્યું કે—

**વ્હાલા મિત્ર સર્વેસંગ.**

હું આજરોજ તમોને છોડીને જાઉંછું, મારે માથે દુઃખ પડવામાં કાંઈ ખામી રહી નથી. ગઇ કાલે મારી નવી માએ મારે માથે પોતાની આબરૂ લીધાનું ખોટું તોહોમત મુકેલ જેથી અચાનક આવી મારા પીતાએ મને ઘર છોડવાની ફરજ પાડી, જેથી હું રાતોરાત ગામમાં પડી રહી—સવારમાંથી રસ્તે પડેલ. આ વેળા મને મારી પ્રિયાના અચાનક સર્પડંશથી થએલ મોતના ખબર મળ્યા એટલે મને પડતાને પાટુના જેવું દુઃખ થયું છે.

મેંતો નક્કી કરેલ છે કે આ દુનીયામાં કાંઇ સુખ નથી. ખોટી માયાની મેખલા પેહેરી મેં આટલો કાળ વ્યર્થ ગુમાવ્યો. માટે હવે તો રામરટન કરવું કરવું ને કરવું. વધારે તો શું લખું. પણ છેવટ દોસ્તીનો થએલ હક આ વેળા તમોને એક બાબત લખવાને ઉશ્કેરેછે તે એ કે—જો મારા પીતા યા મારી મા હવે પછી મારે માથે ચોરી વીગેરે નાંખેતો તે રકમ તેને તમો આપી સંતોષ પમાડ-

શો. એટલું હું એમ માનીશ કે—આપે મારૂં સર્વકામ કર્યું.

લી. તમારો સ્નેહી કુસુમચંદ્ર.

ઉપર મુંજબ કાગળ લખી તે ટપાલમાં નાંખી પોતે વગડાનો રસ્તો લીધો ને—ઉંચી નીચી જમીનમાં ચડે ને ઉતરે એમ કરતો કરતો જ્યાં જવાય ત્યાં જવા મંડયો.

રસ્તામાં જ્યાં રાત પડે ત્યાં હીંસારી પ્રાણીઓની પણ ધાસ્તી ન રાખતાં સુઈ રહે—ને વળી સુર્ય ઉદય થાય એટલે ચાલવા માંડે. ભૂખ લાગે ત્યારે ડુંગરમાં ફળફળાદી મળે તે ખાય ને એક યોગીની માફક નિડરથી રખડતો રખડતો જાય એમ તે—લગભગ ૧૦ દીવસ લગી આગળ ચાલ્યો.

૧૧ મે દીવસે તે સવારમાં પોતાના કપડાં વીગેરે લઇ જાયછે એવામાં સામેના ડુંગરમાંથી બે ચાર માણસોએ આવી તેની પાસે જે જે સામાન હતો તે પડાવી લીધો ને કુસુમચંદ્રે પણ કાંઇ બોલ્યાવિના તે તેને જલદીથી આપી દીધો. હવેતો પોતાની પાસે ફકત પહેરેલ કપડાં સિવાય કાંઇ રહ્યું નહીં એટલેતો વધારે આનંદ માની તે પાહાડની ગલીયોમાં રખડયા કરતો.—

એકદિવસ એક ગુફાના મોં પાસે તે થાકથી કંટાળીને બપોરના વખતે સુતો. એવામાં એક અજગરે આવી તેને પોતાનો ભક્ષગણી ગળવા માંડયો—કુસુમચંદ્ર ઉંઘમાં હતો એટલે તેને તો તે માલમ ન પડ્યું પણ જ્યારે તે ઝાંગ સુધી ગળાયો ત્યારે જાગ્યો. ને જુવેછે તો અજગરે પોતાને પકડેલછે. એમ લાગ્યું. એટલે વદનાથી તે અતીશે રાડો પાડવા લાગ્યો.

આ રાડો તે ડુંગરમાં પોતાના ઢોરો લઈને ચરાવવાને રહેલ કેટલાક ખેડૂતો તથા ભરવાડો જે કે થોડે દૂર ઝુંપડી-

ચો બાંધી રહેલ હતા તેણે સાંભળી એટલે તેઓ પોતાના હાથમાં મોટી લાકડીયો તથા કુહાડીયો લઇ જેની ગમથી સાદ આવતો હતો તેની મેર દોડ્યા. તેઓના મનમાં એમ કે—કોઈ હિંસારી પ્રાણીના ઝપાટામાં કોઈ માણસ આવેલ હશે પણ જ્યારે તેઓ તે ખીણ પાસે આવ્યા ત્યારે તો અજગરના મુખમાં પકડાએલ આ એક નાજુક બદનના માણસને ભાળ્યો એટલે તેઓએ તુરતજ અજગરને મારીને કુસુમચંદ્રને છોડાવ્યો. આ વેળા તો તે તદન બેભાન જેવો થઇ ગએલો હતો જેથી તે ખેડુતો તથા ભારવાડો તેને ત્યાંથી ઉચકીને પોતાની ઝુંપડીમાં લઇ ગયા ને સારી ચાકરી કરી જ્યારે કુસુમચંદ્રને ભાન આવ્યું ત્યારે તેણે ઇશ્વરની ઉપાસના કરી કહ્યું કે—

## शिवस्तुति छंद सोनिका.

गंगवारजट्टधारमंडियं॥आद्यअंगसंगलीनचंडियं ॥
वालचंदबिंद्दुलालज्वालियं॥कंगनंभुजंगमुंडमालियं॥
शुलपानहेपिनाकसज्जनं॥डाकडमरुअवाजवज्जनं॥
जंगजितनीतभंगखावनं॥रुयालभतेजालकोंखेलावनं॥
व्यालआलग्वाललीनबासनं॥केहरीविछातांकिनआसनं।
अंगकोबिभूतरंगचादियं॥जोगभोगध्यांनप्रांनद्रादियं॥
देवदानवंनगेशवंदनं॥भंदितंकलेशद्वंदकंदनं ॥
कामनामनिछपूरनंकरंभ॥जेमहेशजेमहेशजहरंः ॥१॥

અર્થ જટામાં ગંગાના જળ સ્વરૂપ ઘરેણું ઘર્યુંછે. ને અર્ધ અંગમાં સાથેજ પાર્વતીને રાખેલા છે. કપાળમાં બીજના ચંદ્રલાલ બાનકીને અગ્નિની જ્વાળા ધારણ કરીછે. તેમજ સર્પના કંઠાને ગળામાં મુંડીને માળા પેહેરી છે. હા-

થમાં ત્રીશુળ તથા સજેલું **पिनाक** ધનુશ લીધેલું છે. ને ડાક તથા ડમરૂ વીગેરે વાજીંત્રો વાગેછે. મોટા મોટા સંગ્રામો જીતીને જે હમેશાં ભાંગ ખાય છે તે રમતા ભૂત પ્રેત પીશાચ આદી ખીલાવેછે. હાથીનાં આળાં ચાંમડાનું વસ્ત્ર ઓઢી લીધેલું છે. ને કેસરીસીંહનું ચર્મ ખીછાની આસન કરેલું છે. અંગે વિભૂતીનો રંગ ચઢાવીને યોગરૂપ ભોગના ધ્યાનમાં પ્રાંણને દ્રઢાવ્યાં છે. દેવ દાનવ, પર્વત વિગેરે જેને વંદન કરે છે. વંદન કરનાર ભક્તોના કલેશને નાશ કરનારા મનમાં ઇચ્છેલી કામનાને પુર્ણ કરનારા હે શંકર ! તમને નમસ્કાર કરૂં છું તો હે હર કૃપા કરીને હવે મને આ દુઃખમાંથી છોડવી જય આપો. તેમજ આ મને ઉગારનાર ભાઈનું રક્ષણ કરો.

બે દિવસ આ પોતાને ઉગારનાર હેતાળુ ખેડૂતોને ઘેર રહી કુસુમચંદ્રે હવે ત્યાંથી રસ્તો લીધો ને જૂદે જૂદે સ્થળે રાત્રી વાસો કરતો છેવટ તે રોહિકા નગરીમાં આવી પહોંચ્યો. હવે આ વાત આટલેથી રાખતાં આપણે પ્રકાશચંદ્ર તેમજ શૃંગારકુંવરની થોડી વીગત જાણીએ—

પ્રકાશચંદ્રે—કુસુમચંદ્રને રજા આપી ને કુસુમચંદ્રે પોતાના પિતાનું વચન માન્ય રાખી ઘર તજ્યું એ જોઇ શૃંગારકુંવરના હર્ષનો પાર રહ્યો નહીં. તેણે રચેલ પ્રંપચમાં તે ફાવી એથી હૃદયમાં આનંદના ઉભરા આવવા મંડયા—પણ તે આનંદ મોઢેથી ન જણાવતા પોતાના પતિને કહેવા લાગી કે—હવે લોકો મને ફીટકાર દેશે ને કહેશે કે—નવીએ છોકરાને કાઢ્યો માટે મારે તે શું કરવું?

પ્રકાશચંદ્રે કહ્યું—બોલે તેથી શું થયું? છો બોલે, થાકીને રેશે.

શૃંગારકુંવર બોલી તે તો ખરૂં પણ જો તેને માથે

કાંઇ આરોપ મૂક્યો હોય તો થોડું બોલે. આ વાત કાંઈ કોઇને કેવાય ? આ વાત પ્રકાશચંદ્રને ઠીક લાગવાથી શૃંગારની યુક્તીએ ઘરમાંથી દાગીના રૂ. ૩૦૦૦) લઇ નાસી ગયો એમ બૂમ ઉરાડવાનું ઠરાવ્યું. સવારમાં ઉઠી પ્રકાશચંદ્ર દાતણ કરી નાહીને જેવા પૂજા કરવા બેસે છે. એવામાં બાહારથી પોષ્ટના સિપાઇએ પ્રકાશચંદ્રનો કાગળ છે એમ બૂમ મારી. આ કાગળ તે પેલો કુસુમચંદ્રે પોતાની પ્રિયાના મર્ણના ખબર વાંચ્યા હતા તેજ હતો—શૃંગારકુંવરે ઘરમાંથી બહાર નીકળી કાગળ હાથમાં લીધો ને ત્યાર બાદ. તેને તપાસી જોઇ એ પોતાનોજ બનાવટી લખેલ હતો એટલે ફાડી નાંખ્યો! જેની ખબર પ્રકાશચંદ્રને બીલકુલ-પડીજ નહીં.

શૃંગારકુંવરને આ બનાવટી કાગળ લખવાની મતલબ તો એજ હતી કે કુસુમચંદ્રને માલમ થાય તો પછી પોતાના સસરાના ગામ ભણી તો મુદ્દલ નજ નિસરે—આ મતલબ પણ તેની પાર પડી હતી એમ પોષ્ટના સિપાઇએ તેને જણાવ્યું હતું.

પ્રકાશચંદ્ર પુજા કરી ચા પીને ગામમાં નીકળ્યા તે વેળા ગામમાં કુસુમચંદ્ર ભાગી ગયા એમ તો ખબર ફેલાઇ હતી. આથી તેણે તેને માથે રૂ. ૩ હજારની ચોરી ઠરાવી જે પૂછે તેને તે જવાબ જણાવવા માંડયો. પણ આ વાત ગામના થોડાજ માણસે ખરી માની—સર્વેસંગને પણ ખબર મળી ગઈ કે—મારા મિત્રનાપર તેના પિતાએ રૂ. ૩ હજારની તોહમત મૂકી છે આથી ને પોતાના મિત્રનો લખેલો કાગળ તેને મળ્યો હતો તેથી તે તુરતજ થોડા માણસો સાથે પ્રકાશચંદ્ર પાસે આવી કેહેવા લાગ્યા કે—કુસુમચંદ્ર જો તમારા રૂપૈયા લઇ ગયો હોય તો તે રૂ-

પૈયા હું ભરવાને માટેજ તમારી પાસે આવેલ છું. આ લ્યો—તમારા રૂપૈયા એમ કહીને રૂ. હજાર હજારની ત્રણ થેલી તેની પાસે મેલી.

આ જોઇ પ્રકાશચંદ્રનું મોં પડી ગયું જે જોઈ સવૈસંગે લાગલાજ તેને કહેવા માંડ્યું કે—અરે—કામાંધ માણસને આંખો તો નજ હોય પણ તેનું હૈયું પણ કુતરા ખાઈ ગએલ હોય છે. આ વેળા તમો પણ તેમજ છો. એક નીચ વિચારની ને નિચની યારીમાં જારી રમનાર નારીના ખોટા કહેણુ ખરાં માની રત્ન જેવા છોકરાને ગુમાવ્યો ? માણસ જેમ જેમ ઉમરમાં વધે તેમ તેમ સમજણે વધવો જોઇએ, પણ આ નિયમ આજ તો ખોટો પડ્યો. તમે કાંઇ તપાસ કરીને કુસુમને ગુનેગાર ઠરાવેલ છે?

આ સાંભળી તે ચુપ થઈ બેસી રહ્યા. એટલે સવૈસંગે તુરતજ કુસુમચંદ્રના હાથથી લખેલ પત્ર પ્રકાશચંદ્રના હાથમાં મૂક્યો જે વાંચીને તેણે અતિ પસ્તાવા માંડ્યુ—બીજે પારીઆકે પોતાની પ્રિયાના મોતના કાગળ વિષે બીના કુસુમચંદ્રે લખેલ તેતો હજી પ્રકાશચંદ્ર જાણતો પણ નહોતો એટલે તેના મનમાં આવ્યું કે આતે કુસુમચંદ્રે શું લખ્યું ? તેને આવા ખબર કોણે દીધા હશે? આમ વિચાર કરતાં સવૈસંગે જણાવ્યું કે ટપાલમાં તેનો કાગળ હોય તો શી ખબર ? માટે જો તમારે ખાત્રી કરવી હોય તો પોષ્ટવાળાને તેડાવી હકીકત પૂછો.

આથી પ્રકાશચંદ્રે પોષ્ટવાળાને તેડાવ્યો તો તેણે કહ્યું કે—હા આજ કુસુમચંદ્રપર કાગળ હતો ને તેમાં તે બીના લખેલ હતી એમ તે વાંચતા હતા ત્યારે મેં જોયું હતું. પણ તે કાગળ તો હું તમારે ઘેર તમારી વહુને થોડીજ વાર પેહેલા આપી ગયો છું કેમકે કુસુમચંદ્રે પોતે

વાંચીને તુરતજ મને પાછો આપ્યો હતો ને કહ્યું હતું કે મારા પીતાને દેજો. શું તે તમને નથી મળ્યો—આ સાંભળી પ્રકાશચંદ્રે કહ્યું મને તો ખબર પણ નથી. લાગલાજ ત્યાંથી ઉભા થઈ પોતાની પત્નિ પાસે જઇ કાગળ માગ્યો તેના જવાબમાં તેણે પ્રથમતો કાગળ કેવો? એમ જણાવ્યું પણ પછવાડેથી જ્યારે ટપાલવાળો આપી ગયો તે, એમ કહ્યું ત્યારે કહ્યું કે—એમાંતો મારા ભાઇના ખુશી ખબર હતા જેથી મેં વાંચીને ફાડી નાંખ્યો. આ સાંભળીને પ્રકાશચંદ્રને તુરતજ ભાન આવ્યું કે—ખરેખર આ તર્કટ છે. છોકરાને મેં કાઢ્યો તે પણ તર્કટથી. મેં ભૂલ બહુ કરી. આમ વિચારી તે અતિ પસ્તાવા લાગ્યો—આ વેળા સર્વેસંગ તો ગયા હતા— જેથી પ્રકાશચંદ્રે તેની પાસે જઇ કહ્યું કે—હવે મને ખાત્રી થઇ છે કે—મેં છોકરાને રજા દીધી તે ખરેખર ભૂલ કરી છે? મારી સ્ત્રી ખરાબ છે તે પણ હવે હું ખરેખર સમજ્યો— કમળાગૌરીના મોતના ખબર કુસુમચંદ્રને તેણે બનાવટી પત્રથી મોકલેલ, એમ પણ મને સિદ્ધ થયું. માટે હવે તો તમે મેરબાની કરી તેને પાછો મેળાવી આપો. આમ વિનતી કરી તે રોઈ પડ્યો. જેથી સર્વેસંગે તેની શોધ કરાવવા માંડી પણ એમ શું સર્વેસંગને હાથ તે આવે? માણુસો રખડી રખડીને પાછા આવ્યા. એટલે તો પ્રકાશચંદ્રને તેમજ સર્વેસંગને ઘણું માઠું લાગ્યું.

છેવટ સર્વેસંગે કુસુમચંદ્રની ભાળ કાઢી આપનારને રૂ ૨૦૦૦) ઇનામ આપવાને માટે કુસુમચંદ્રના શરીરના અવયવો જણાવી એક જાહેરખબર ટાઈમ્સમાં મૂકી. આથી ઘણા માણુસો તેની શોધ કરવાને માટે તૈયાર થયા ને તે સૌ થાકી થાકીને વિલે મોઢે પાછા આવ્યા—કેમકે કુસુ-

મચંદ્ર આ વેળા પર્વતમાં રખડયા કરતો હતો. શૃંગાર-કુંવરના દિલમાં હવે એમ ખાત્રી થઈ કે— કુસુમચંદ્રને શોધવા માટે સારી ખોળ થાયછે એટલે તે થોડી મુદતે પ-ણ અત્રે પાછો આવશે ને જો તે પાછો આવશે તો પછી નક્કી તે મને તો સુખે નહીંજ રેહવાદે. આમ વિચારી તેણે પણ પોતાના ખાનગી બે માણસને સારી રીતે પૈસા આપી કુસુમચંદ્રને વધારે દુઃખ દેવાની ખાતર તેની શોધ કરવાને મોકલ્યા ને તેને શિખવી રાખ્યું કે જો તે તમોને હાથ લાગે તો તમારાથી બને તેટલું તેને દુઃખ દેવું પણ આ ખબર બીજે કાને ન જાય. એ સાવચેતી રાખવી.

આથી તે બે જણા જે જાતના સિપાઇ હતા તે કુ-સુમચંદ્રની શોધ કરવાને વગડામાં રખડયાજ કરતા એવા-માં એક વેળા જ્યાં કુસુમચંદ્ર અજગરના પાસમાં પકડા-યાથી બે રાત રહેલો હતો ત્યાં આવ્યા ને વાતચીત કરતા પેલા પાસેથી એમ જાણ્યુ કે—એક યુવાન શરીરે ગોર્ણું વીગરે પુરૂષ બે ચાર દીવસ આગાઉ અત્રે બે રાત રહેલો હતો. આથી તેણેતેમને ખુશી થઇને પૂછ્યું કે પછી તે કેણી તરફ ગયો. પેલાએ કહ્યું આ રસ્તે ગયા છે પણ કયાં તે ખબર નથી તેમ તેનું નામ અમને માલમ નથી.

બંને જણાએ તે તરફનો રસ્તો લીધો ને છેવટ રો-હિકા નગરીમાં તે તેની સાથે ભેગા થયા. કુસુમચંદ્ર તો એ બંનેને ઓળખતો નહોતો પણ તેણે તેને ઓળખ્યો ને વિચા-ર્યું કે હવે શું કરવું. છેવટ નીચની બુદ્ધિ આઘી ન ચાલે તે-મ તેની બુદ્ધિએ પણ બીજો કાંઇ રસ્તો નહીં જડવાથી તે-ને માથે ચોરી નાંખવાનો વિચાર કર્યો ને તેની પછવાડે પ-છવાડે જઈ તેનો ઉતારો જોઇ આવ્યા—

સાંજ પડી એટલે આ બંને સિપાઇઓ એક શાહુકાર-ને ઘેર ચોરી કરી તે માલ કુસુમચંદ્રના પોટકામાં મૂકી આ-વ્યા. ને પોતે પોતાને ઉતારે જઇ સૂતા.

સવાર થઈને શાહુકારે ચોરી થયાની ફરીયાદ કરી એ-ટલે ચોતરફ તપાસ થવા માંડી છેવટ ધર્મશાળા વિગેરે પ-રદેશીને ઉતરવાના ઠેકાણા જોતા કુસુમચંદ્રની પાસેથી મુદ્દાનો માલ નિકળ્યો ને તેને પકડી કોર્ટમાં ઉભો કરવામાં આવ્યો.

કોર્ટના ન્યાયાધીશે કાંઇ પણ વિશેષ તપાસ ન કરતાં ને કુસુમચંદ્રનું બોલવું ન સાંભળતાં તેને ૬ માસની સખ્ત કે-દની સજા ફરમાવી.

આ વેળા કુસુમચંદ્રને અતિ રડવું આવ્યું ને તે ઈ-શ્વર પાસે પોતાનું મોત માગવા મંડયો પણ માગ્યા મોત મ-ળતા નથી માટે તે દુઃખનો તો ભોકતા થયો.—

પેલા બે સિપાઇ તો પછી તુરતજ ત્યાંથી ઉપડી ને પોતાને વતન ગયા. ને તે વાત શૃંગારને કહી આથી શૃંગા-રને મસ આનંદ થયો.

નારીના અવગુણ

પુરૂષ પે દુગણી ક્ષુધા [૧]બુદ્ધી ચોગણી હોય,
કામ આઠ સાહસ, સગન અહબીધ ત્રીય સબ કોય,



[૧] વ્યવહારાદીક કામમાં સ્ત્રીનાં.

# પ્રકરણ નવમું.

પુષ્પાવતી નગરીમાં કમળાગૌરી હમેશાં પોતાની બે-નપણીઓ સાથે આનંદથી દીવસ ગુજારે છે. ને રસીક પુસ્તકો વીગેરેનું અધ્યયન કરેછે. એમ કેટલોક વખત ગયો એટલે એક દિવસ રાત્રીને વખતે તે પોતાના કોચપર સુતી સુતી એક બુક વાંચતી હતી એવામાં તેને નિંદ્રા દેવીએ પોતાના પાસમાં પકડીલીધી. એટલે હાથમાંની ચોપડી નીચે પડી ગઇ ને ત્યાંને ત્યાં તે ઉંઘી ગઈછે.

બાર ઉપર લગભગ ત્રણ વાગવા આવેલ છે. એવે વખતે કમળાગૌરીને એક સ્વપ્નું આવ્યું ને તેમાં તેણે એમ ભાળ્યું કે જાણે મારો પતિ પોતાના પિતાના ખોટા આરોપથી અતિ ચિડાઈ મને તજીને નાશી જાયછે ને હું તેને ઝાલવાને માટે તેની પાછળ રાડો પાડતી જાઉંછું. પણ તે તે સાંભળતાજ નથી. આમ સ્વપ્નામાં જોઇને તે સ્વપ્નામાં રોવા લાગી. જે તેની પાસે સુનાર દાશીએ સાંભળ્યું એટલે કમળાને જગાડી. જાગતાં વાર કમળાને ભાન થયું કે મને આજ બહુ માઠું સ્વપ્નું આવ્યું તુરતજ તે પોતાની દાસીને કહેવા લાગી કે મને સ્વપનુ આવેલ જેથી કાંઈ ભાન રહેલ નહીં. હું શું બોલી હતી? વીગેરે વીગેરે.

કમળાગૌરીને હવે મનમાં ગભરાટ થવા માંડયો. તે વિચારવા લાગી કે શું સ્વપ્નામાં દેખેલ બનાવ સાચો તો નહીં હોય? મને કોઈ દીવસ સ્વપ્નું આવતું નથી ને કદી આવે તો ખરાં પડે છે માટે આ પણ શું ખરૂં હશે? આમ વિચાર કરીને તે ઇશ્વરી પ્રત્યે કહેવા લાગી કે— શંકરના અંગ સાથે રહીને તું ઈશ્વરી સિદ્ધી કહેવાણી, માહાદેવના મ-

સ્તકે ગંગા રૂપે રહી જળધારા થઇને રહીછો, ધારણુ કર-
નારી, જાણનારી, રજો ગુણરૂપી રૂપવાન મહારાણી તું છો.
ને ચાર વેદે જુદી જુદી વાણીયોના ભેદોથી વખાણેલી તું
કમળારૂપ રંજનકરનાર વૈશ્નવી રૂપ, આખી સૃષ્ટિમાં વ્યા-
પી રહી છો) દેવાધી દેવી જાણીને, દેવ સેવા કરવા સારૂ
દેવ તથા દાનવોએ સ્થાપેલી તું જળોરૂપ, કિનારારૂપ, તિ
ર્થરૂપ, રૂપ આપનારી રતિરૂપ છો. સત્તારૂપ, આવૃતિરૂપ,
પ્રકૃતિરૂપ, એટલે મહંગાયારૂપ પણ તું છો, મેઘરૂપે જમી-
નમાં વરસાદ કરનારી, સમુદ્ર રૂપે પાણીની લેહેરો નાંખ-
નારી, મેરૂ પર્વત રૂપ, ફેર રૂપ, ને હિમાલય રૂપે મર્યાદા ક-
રનારી તું છો. તમોગુણ રૂપ, સ્રોયે રૂપ, સત્વગુણ રૂપ
તું રાજરાજેશ્વરી છો. નીચ, ઉંચ, રૂપ અને મધ્ય રૂપ હે !
મહંગાયા તું શુન્યરૂપ, શબ્દરૂપ ધારણારૂપ અને નામરૂપને
ધારણ કરનારી છો. યોગરૂપ, ભોગરૂપ ને વંદન કરનારને સિ-
દ્ધી દાતા. માટે હે જગદંબા બાળાઅંબા તને હું વારંવાર
નમસ્કાર કરી અરજ કરૂં છું કે મારા પતિનું રક્ષણ કરજે
ને તેના વિઘ્નો નાશ કરજે. આઠલી અબળાની વિનતિ
ધ્યાનમાં લેજે.

આમ તે પ્રાર્થના કરીને પછી સૂઇ ગઈ ને સવારમાં ઉઠી
દંત ધાવન કરી નાહિને પાછી મહંગાયાની સેવા કરવાને
જેવી બેસે છે એવામાં કાંન્તા હાથમાં એક ન્યુસપેપર લઈ
તેની પાસે આવી ને પોતે રાતી શાહીથી ચેકમારેલ ખબર તે-
ને વંચાવવા માંડી. જે ખબર સવૈસંગે કુમુમચંદ્રની શો-
ધ કરવા ટાઇમ્સમાં મૂકી હતી તેજ હતી.

આ વાંચીને કમળા ધરણીપર ઢળી પડી. તે બેશુદ્ધ થ-
ઇ ગઇ. સ્વપ્નાનો દેખાવ તેને સાચો પડયો. એટલે તેના

દુઃખનો પાર રહ્યો નહીં. ઘરના માણસો ત્યાં ભેગા થઇ ગયાં ને સૌએ કમળાની આગતા સ્વાગતા કરવા મંડયાં. કેટલીક વારે તેને ભાન આવ્યું. એટલે પછી સૌ તેને ધીરજ દેવા લાગ્યાં.

કમળાગોરીએ હવે વિચાર્યું કે— હું અત્રે રહું તે હવે ઠીક નહીં. આમ વિચારી તેણે પોતાને સાસરે જવાને માટે પોતાના માબાપો પાસે રજા માગી. ને અતિ મુશીબને તે રજા મેળવી પોતે મણીપુર આવી. આ વેળા શૃંગારકુંવર તો તેની સાથે જરા પણ બોલી નહીં. પણ કમળા તો છાનીમાની ઘરમાં બેઠી બેઠી સર્વ કામ કર્યા કરે ને સાંજને વખતે જ્યારે તેની બેનપણી કૃશ્નાકુમારી જે કે સર્વેસંગની અર્ધાંગના હતી તે તેને તેડાવે ત્યારે ત્યાં જાય. ને એમ કેટલાક દિવસ ત્યાં રહીને સર્વ હકીકતની માહેતી મેળવી એક વેળા શૃંગારકુંવરના દિલમાં વળી આવ્યું કે— જેનું મોઢું ન જોવાને માટે મેં કુસુમચંદ્રને કાઢયો તે તો હજી મારી છાતી પાસેથી ખસતી નથી માટે હવે જો તે નિકળે તેમ થાય તો ઠીક, એમ ધારી આ દુઃખી અબળા કમળાને માથે એક ખોટું આળ નાંખવાને માટે તેણે સંકેત કર્યો. ને પોતાના રાખેલ શિપાઇ શેખુને તેડાવી કમળાને માટે કાંઈ પણ તર્કટ નાંખવાને કહ્યું. મીયાંભાઇ મુચ્છે હાથ નાંખી તૈયાર થઈ બોલ્યા કે— સાલી એ રંડીકા કયા મગદૂર હે. મેં અભી કે અભી એ તુમારી નજરસે આગે જાય ઐસા કરૂં. ફિકર મત રખના માશુક.

શેખુના આ બોલ સાંભળી શૃંગાર ખુશી થઈને તેણે પુછયું.

દિલદાર—તમે શું કરશો. તેનો કહો?

શેખુ બોલ્યો—કલ ફજરમેં એ રંડીને તુમ નદીપર

બેજો પિછે મેં ઇસકાપર ઐસા આરોપ મૂકુંગી કે સારા ગામકા સબ લોક ઐસા જાને કે ઐહી મેરી રખેલી રંડી હે. તુમારે કુછ ફિકર નહીં રખના—

શૃંગારકુંવરને તો આટલુંજ જોઇતું હતું એટલે તેણે તે વેળા મિયાંને રજા આપીને બીજે દિવસે કમળાને થોડાં લૂગડાં આપી ધોવા મોકલી. કમળા બિચારી તે લઈને નદીપર ગઈ ને લૂગડાં ધોઇ એક ગાંસડી બાંધીને નદીમાં નહાવા ગઇ આ લાગ જોઇ મીયાં શેખુએ તે પોટકામાં થોડા બીસ્કુટ તથા મટન વીગેરેના કટકા મૂકી દીધા. ને બજાર વચ્ચે જ્યાં કમળાને જવાનો રસ્તો છે તે રોકીને બેઠો. થોડીવારમાં કમળા નાહિને પેલું પોટકું લઈ તે રસ્તામાં આવી એટલે મીયાં શેખુએ લાગલાજ તેની પાસે જઇ તેનો હાથ પકડયો, ને બોલ્યો.

અરે કમજાત રંડી કીધર જાતીહે. મેરી સબ કમાઇ ખાકર અબ કીધર જાતીહે. કુછ શરમ નહીં આતીહે. રંડી ચલ અબ હું તેરેકું કભી છોડનેવાલા નહીં. ઈતને દીન બચન દેકર સબ ધુતકર ખા ગઇ ઓ તેરા બાવેકા થા સાલી કમજાત.

આ સાંભળી કમળાગૌરી તો ભયભીત થઇ ગઇ. ને રડવા લાગી. આજુ બાજુ માણસો ભરાઈ ગયાં ને મીયાંભાઇએતો તે સૌને જોઈ વધારે વધારે બોલવા માંડયું. છેવટ કેટલાક દાનેશ આદમીઓએ તેને સમજાવી દૂર કાઢયો ને કમળાગૌરી ઘર આવી. ગામમાં તો ચોમેર વાતો થવા લાગી કે—પ્રકાશચંદ્રના દીકરા કુસુમચંદ્રની વહુને મીયાં શેખુએ રાખી હશે તેથી પકડી આજ બજાર વચ્ચે લાજ લીધી—

કમળા જેવી ઘર આવેછે તેવીજ શૃંગારકુંવરે તેને

ખૂબ ધમકાવીને જાણે બજારની વાત અત્રે આવી ગઈ હોય તેમ જણાવ્યું. ને શેરીમાં રાડો પાડીને ફજેત કરવાલાગી.

પ્રકાશચંદ્રે પણ ગામમાં આ વાત સાંભળી હતી એટલે તે જ્યારે ઘેર આવ્યા ત્યારે વળી શૃંગારના કેવાથી છેવટે તેને ઘરમાંથી બહાર કાઢી.

કમળાગૌરીએ ઘણી ઘણી રીતે વિનતિ કરી પણ તે શૃંગારકૂંવરે બીલકુલ ધ્યાનમાં લીધી નહીં. એટલે રાત તો પાડોશીને ત્યાં પડી રહી ને સવારમાં વહેલી ઉઠી—પાડોશીને એમ બતાવ્યું કે— હું મારે પીયેર જાઊંછું એમ કહી વગડાનો રસ્તો લીધો. ને મનમાં સંકલ્પ કર્યો કે હવે મારે પીયેર તો નજ જવું કેમકે અત્રેથી હલકા પડી ત્યાં શું મોં બતાવવું. માટે બેહેતર છે કે—મારા ધણીની શોધ કરવાને માટે વગડામાં રખડવું આમ ધારી તે વગડામાં કુસુમચંદ્ર કુસુમચંદ્ર એમ બોલતી બોલતી ચક્ષુમાંથી આંસુની ધારા પાડતી. ને છૂટા કેશ મૂકી શરીરનું ભાન ભૂલી જ્યાં ત્યાં રખડ્યા કરે છે. બે દીવસ એમ વહીગયા. આંખોમાંથી આંસુ ખૂટયાં ને લોહીની ધારાઓ નીકળવા માંડી શરીરનાં વસ્ત્રો ઝડ તેમજ કાંટામાં ભરાઈને ફાટી ગયાં. ચાલવાની આય રહી નહીં, પગમાં અતિશે કાંટા વાગેલા તેથી તથા પથરની ઠોકરો ખાઇ ખાઈને તે સુઝી ગયા. એવી હાલતે તે રખડ્યા કરેછે, ને પોતે કોઇની બીક મનમાં રાખતી નથી.

વગડાના જનાવરો તો તેને જોઇને વનદેવી સમજી કેટલાંક નાસી જતાં ને આવી રીતે કમળાગૌરી બેભાન અવસ્થામાં હું ક્યાં જાઊંછું તે ભુલીજઇ રખડેછે ને વારંવાર પ્રભુ પ્રત્યે કહેછે કે—

હે! હરી! કાચબાનું રૂપ ધરી સમુદ્રમાં પેશીને જે. કમળાને લાવ્યા તે ભુલી ગયા. તેમ વનવાસની વખતે વનમાંથી દુષ્ટ રાવણ સીતાને હરી ગયો તોપણ પ્રેમની પીડા ન જાણી? એક ગરીબ બ્રાહ્મણની સાથે કુંદનપુર તરફ રાતો રાત ચાલી નીકળ્યા એ દિવસ, પણ તમને આવા મારા દીવસ જોઈને યાદ નથી આવતા? હું તો હે! કુસુમ હે! કુસુમ એમ પોકારૂં છું, તે પરમાત્મા અખીલ નિરંજન આ મારી અરજી તમે કેમ સાંભળતા નથી? આમ તે બોલતી ને રખડતી એક વૃક્ષતળે થોડીવાર બેઠી. એવામાં ત્રણ દિવસની ભૂખથી નિર્બલ થએલ આ અબળાનાપર નિંદ્રાદેવીએ પોતાનો મારો ચાલુ કર્યો ને થોડી વારમાં તે નિદ્રાવશ થઈ ગઇ. એટલે પાસેજ એક રાફડો હતો તેની અંદર વસનાર અતિ ઝેરી સર્પ તેને ડસ્યો, ને થોડી વારમાં તેનું ઝેર તેને ચઢવા માંડ્યું.

કમળા બિચારી ઊંઘમાં હતી જેથી તેને તો આ બાબતની ખબર પણ નથી—આ વેળા રોહિકાનગરીનો ફટાયો કુંવર મૃગયા રમવાને માટે તેજ રાનમાં આવી ચડયો ને આ ઝાડ નીંચે પોતાના ઘોડાને થોડીવાર થાક ખાવા ઉભો રાખ્યો એવામાં તેણે જેના પગના તળીનો રંગ લાલ કમળના જેવો છે, ને નખ તો કુંદનમાં નંગ જડયાંહોય તેવા ચળકે છે, પગની પીંડીયો કામદેવના ભાથા જેવી દીસેછે, ને ઉલટાવેલી કેળોના સ્થંભ જેવી ઝાંઘો છે, બે નિતમ્બ અતિ કઠણ છે, એટલુંજ નહીં પણ તે તળાવના કિનારા જેવા માંસવાળા કરેલ છે. પેટઉપર ત્રણ વાટાની ત્રીવળી પડે છે તે ગંગાની લેહેરો જેવી શોભેછે, કટી તો કેસરીસિંહના જેવી પાતળી છે, કઠીન અને ઉન્નત એવા બે સ્તનો સોનાના કલશ, ચકવા, નારંગીનાં ફળ, તથા પાકેલા બીલા જેવા છે, હાથ તો કામ-

દેવની ધજાના દંડ જેવા છે. હથેળીઓ ખીલેલા કમળની ખ-રાબરી કરેછે, ગળું સોનાના હોલાના ગળા બરાબર છે, હોઠ ઘેળા તથા પરવાળા જેવા લાલ છે, નાક પોપટની ચાંચ જેવું નમણું છે,કાન સોનાનીછીપ જેવા છે,વાળની બારીકલટો સર્પના બચ્ચાંજેવી દીસેછે, નેત્ર મૃગ, ભમરા તથા માચ્છલી જેવા ચપળ છે. ભ્રકુટી કામદેવના ચડાવેલા ધનુષ જેવી છે,કપાળ અર્ધચંદ્ર જેવું શોભિતું છે, વેણી ફણુ ચડાવેલા નાગના છત્ર જેવીછે. મુખ પુનેમની રાત્રીના પુર્ણ ચંદ્ર જેવું ઓપે છે. એવી દીવ્ય રૂપવાન આ કમળાગૌરીને સુતેલી તેણે જોઈ. ને લાગલોજ ઘોડેથી ઉતરી તેને જગાડવા મંડયો પણ કમળા તો બિચારી ઝેરી નાગના ઝેરથી ભાન રહીત હતી એટલે કાંઈ બોલી નહીં—આથી આ કુમાર જેનું નામ રણજીતસીંહ હતું તેણે તેને પગે ઝાલી ઉઠાડવા માંડી એવામાં તેની નજરે ડંશ પડયો. એ પરથી પાસે તપાસ કરતાં સર્પનો લીસોટો ભાળ્યો માટે અનુમાન કર્યું કે આને સર્પડંશ થયો છે—તુરતજ મંત્રાદિક તથા ક્રિયાએ કરીને તેણે તેનું ઝેર ઉતાર્યું એટલે તો કમળા તુરતજ બેઠી થઈ ને બોલી કે—

અરે તમે કોણછો? ને શાકારણથી અત્રે આવેલ છો? રણજીતસીંહે તેને યથાર્થ ખરો જવાબ દીધો. કમળા તો કુસુમ કુસુંગ બોલતી આગળ ચાલવા માંડી એટલે આ યુવાન વયના રણજીતસીંહના દિલમાં તેને પોતાના મેહેલમાં રાખવાને માટે વિચાર થયો. તુરતજ પટરાણી કરવાને માટે તેને પકડીને કહેવા લાગ્યો.

અરે તું જેને શોધે છે તેનો તને મળવો કઠીણ છે. આવા સુંદર રૂપવાળી તારા સરખી મૃદુ વાક્ય ઉચરનારને

આ દુઃખ શા માટે સહન કરવું પડે છે. તું મારી સાથે ચાલ, આજથી હું તને મારી પટરાણી તરીકે ગણીને સારી રીતે રાખીશ.

આ સાંભળીને કમળાગૌરીએ તેને ઘણોજ ધીટકાર આપવા માંડ્યો ને પોતાનો હાથ તરછોડવા લાગી. આ જોઈને રણજીતસિંહે તેને જબરાઈથી પોતાના—ઘોડાપર નાંખી ત્યાંથી ચાલવા માંડ્યું. આ વેળા કમળાગૌરી—બોલતી હતીકે—કોઈ જુએ તો હાથમાં ખુલ્લાં હથીઆરો લઇને મારો અથવા સિંહ, સર્પ કે હાથીના મોઢામાં નાખો. યાતો કોઈ મોટા ને ઉંચા પર્વતપરથી ગબડાવી પાડો. કીંવા બંધથી કશી લઈને અથાગ પાણીના દરીયામાં બુડાડો, કોઇ ઝેર પીવરાવો યાતો ધગાવેલો લોઢાનો થાંભલો મસ્તક ઉપર મૂકીને બાળો તોપણ હે કુસુમ! જીભેથી જેમ પ્રહલાદજીએ રામનુ નામ ન તજ્યું તેમજ હું પણ શું તમારૂં નામ તજીશ? ને બીજાની થઈશ, ના ના કદી નહી. આમ બોલતી અશ્રુ પાડતી તેને રોહીકાનગરીમાં રણજીતસીંહ લાવ્યો. ને પોતાના મેહેલમાં લઈજવાને માટે વિચારે છે એવામાં—દરવાજા પાસેજ લાખી નામે ગુણકા જે કે રણજીતસીંહની રાખેલ હતી તે તેને મળી ને આરૂપવાન બાઈને તે પકડી લાવેલ જોઈ લાગલાજ તેણે તેને પોતાને ત્યાં સોંપવાને કહ્યું. ને તેને સમજાવવા માંડ્યો કે દરબારમાં લઇ જતાં ફજેતી થશે. આથી રણજીતસીંહે તેનું તે કહેવું માન્યુ ને કમળાગૌરીને લાખીના મેહેલમાં મૂકી.

કમળાના દુઃખનો પાર રહ્યો નહીં. આ ગુનીકા તેને ઘણી ઘણી રીતે ફુસલાવવા મંડી પણ તે સર્વ તેણે જાણે પોતે સાંભળ્યુંજ ન હોય તેમ માન્યું નહીં, છેલ્લે ગુનીકાએ

તેને પોતાના બંગલાના છેલા માળમાં ભૂખીને તરશી પૂરી રાખી તે એવી મતલબે કે તેથી પીડાઇને તે માનશે.—

કમળાગૌરી તો આ વેળા અતિ મુશ્કેલતમાં આવી પડી—તે વિચારવા લાગી કે હવે આંહીથી કેમ છૂટવું. એમ વિચાર કરેછે પણ કાંઈ ઉપાય સુઝયો નહીં. તે મનમાં વિચારવા લાગી કે.— હવે મારી લાજ લુંટાશે માટે મારે મરવું તે વધારે સારૂ એમ ધારીમહેલની બારીમાંથી તેણે તુરત કુદકો માર્યો ને જમીનપર પડી. ઘણે ઉંચેથી પડવાથી તે બેશુદ્ધ થઇ ગઈ ને લોકો ભેગા થઈ ગયા એવામાં ફોજદાર સિપાઇ વીગેરે પણ આવી પોંહોંચ્યા ને આ બાઇને દવાખાનામાં મોકલી દીધી જ્યાં તેની સારી રીતે દવા થવા માંડી.

હવે આપણે કુસુમચંદ્રની થોડી ખબર લઈએ.—તે બીચારો કેદમાં અતિ દુઃખ સહન કરતોહતો–એક વેળા તે રાત્રે પરમેશ્વરની અતિ પ્રાર્થના કરીને સૂતો—આ વેળા રાહિકા નગરપતિને સ્વપ્નામાં દેવીએ આવી દર્શન દઈને કહ્યું કે— તારા અધિકારીએ વગરવાંકે—પુરી તપાસ કર્યા વિના એક નિર અપરાધીને કેદની શિક્ષા કરેલ છે. તો તું તેને દુઃખમાંથી જલદી છોડ. નહીંતો તેનું બુરૂ ફળ તારે ચાખવું પડશે આમ કહી બાણે તે અલોપ થઈ ગયાં.

રાજા જાગ્યો ને પોતાના સ્વપ્ના વિશે જુદા જુદા તર્ક કરવા લાગ્યોછે. સવાર પડતાં તેણે છોડવાનું નકી કર્યું ને ત્યાં જઇ તપાસ કર્યો તો કુસુમચંદ્રને નિરપરાધી ગુનેગાર જેવો જાણ્યો તેનું લલાટ તેણે જોયું તો તે તેને—ખાનદાન કૂળમાં ઉછરેલ જેવું લાગ્યું એટલે તેણે તેને કેદમાંથી મુક્ત કર્યો ને પોતાની સાથે લેઇ જઇ સઘળી હકીકત પૂછી.

કુસુમે પોતાની તમામ હકીકત અથથી તે ઇતિ સુ-

ધી કહી બતાવી એટલે તો—રાજાને ઘણીજ દયા આવી ગઇ. ને તેને પોતાની પાસે રાખ્યો. ધીરે ધીરે તે પોતાની વિદ્વતાથી રાજાનો માનીતો થઈ પડયો. એક વેળા એક ઝવેરી પોતાની પાસેના કેટલાક ઉમદા ઝવેર લઇ રાજા પાસે આવેલ ને તે તેને વેચાતા લેવાની વિનતિ કરી આથી પુરપતિએ તેની કીંમત કરાવવા માંડી. આમાં કુસુમચંદ્રની કીંમત કરવાની પારખ બીજા ઉમરાવો કરતાં ઘણીજ સારી ભાળી એટલે તેણે તેને પોતાના દિવાનની જગ્યા આપી જેથી આ વેળા તે દીવાન થએલ હતો.

કમળાગૌરીને દવાખાનામાં સારી રીતે સારૂં થવા માંડયું એટલે તેનો કેસ હજુર કોર્ટમાં ચાલુ થયો.

કુસુમચંદ્ર આ વેળા જુબાની લેવાને માટે એક ખુરસીપર પુરપતિની પાસે બેઠેલોછે ને સામે ડાક્ટર, ફોજદાર, ગુણીકા, તથા કમળાગૌરી ઉભેલાં છે—

પ્રથમ કમળાની જુબાની લેવા માંડી—આ વેળા કમળા તથા કુસુમચંદ્ર બંનેના મનમાં પરસ્પર જાણે સ્ત્રી પુરૂષનો સંબંધ હોય તેમ તર્ક ઉઠયો પણ તે વાત તે કેમ બોલાય? વળી કુસુમચંદ્રના મનમાં તો પોતાની પ્રીયા મરી ગએલ છે એમ હતું માટે તે તો અતિ વિચારમાં પડયો—

જુબાની પુરી થતાં કુસુમચંદ્રની આંખોમાંથી કમળા હજી જીવતીછે ને તે આજ છે એમ સિદ્ધ થતાં આંસુનો વરસાદ વરસવા લાગ્યો પણ તે ખાળી રાખીને બોલ્યો કે—શું તમારા ધણીનું નામ કુસુમચંદ્ર? આ સાંભળતાંજ કમળાને પણ નક્કી થયું કે—કુસુમચંદ્રજ આ પોતે છે. એથી તેની આંખોમાં પણ પાણી આવી ગયાં ને કહ્યુ હા.—

આ જોઇ પુરપતિના મનમાં કાંઈ નવાઇ લાગી એટ-

લે તેણે તેજ વખતે જોવા આવેલ માણસોને રજા દઇ ત-
થા કેસ મુલતવી રાખી બંને જણાને ખાનગી ઓરડામાં
લઇ ગયા— ને સર્વ હકીકત બંનેને મોઢેથી સાંભળી. છે-
વટ એક બીજાની પ્રીતી જોઇ કમળાને પોતાની દીકરી ગ-
ણી, બે ગામ બક્ષીશ તરીકે આપી ત્યાં રાખ્યાં— કમળા
તથા કુસુમચંદ્ર હર્ષથી પોતાને ઘેર ગયાં— ને ગુણીકા લા-
ખી તથા રણજીતસીંહને સારી રીતે ઠપકો દીધો.

કમળા ઘર ગયા પછી કુસુમચંદ્રને માથે પડેલ હકી-
કતથી દીલગીર થવા લાગી ત્યારે કુસુમચંદ્રે તેને કહ્યું કે—

**त्रोटक.**

**सीताहरीदिनएकनिशाचर,लंकलईदिनएसोहिआयो**
**एकदिनादमयंतितजीनल,एकदिनांफिराहिसुखपायो।**
**एकादिनाबनपांडवकेअरु,एकदिनांछिविछत्रधरायो।**
**शोचप्रियाकछुनकरो,किरतारयहेंविधिलेखबनायो॥**

અર્થ—એક દીવસે સીતા રાક્ષસે હરીને પાછી રામ-
ચંદ્રે રાક્ષસોને મારી સિતા સમેત લંકા જીતી લીધી એ-
વો પણ દિવસ આવ્યો, એક દિવસે નળરાજાએ દમયંતી
ને તજી દીધી, ને પછી તે નળ દમયંતીને મળી ફરી સુ-
ખ પામ્યો, એવો પણ દિવસ આવ્યો. એક દિવસ પાંડવો
વનમાં ગયા અને એક દિવસે શત્રુઓને મારી, પૃથ્વીને જી-
તી, માંથે છત્ર ધરાવ્યું એવો પણ વખત આવ્યો. માટે હે!
પ્રાંણ પ્રિયા કાંઇ શોક કરવો નહી. કેમકે જગત્કર્તા પર-
મેશ્વરે એવીજ રીતનો ખેલ બનાવ્યો છે કે કસોટી કાઢ્યા
શીવાય જેમ સોનાને તાવીને પીતળ સોનાના જેવી પરી-
ક્ષા કરે છે તેમ માણસની પણ કર્યા શિવાય સાચા ખોટા-

નું પાખું પડતું નથી. માટે દીલગીર નથતાં ખુશી થઇ ઇશ્વરનો ઉપકાર માનો કે આપણુ બન્નેની પરસ્પરની પ્રિતીમાં વધારો કરે.—

દોહરા.

કોઇક દીન ભોગ, મળે કોઇક દીન જોગ;
વિભુતણી ગહનજ ગતિ, નહિ સરખો સંયોગ. ૧
દુઃખ સુખ કેરાં વખતને, અરણુકહી દીન જાય;
કદી દુઃખથી સંતાપ થાય, સુખથી મન હરખાય. ૨
બખત વિચારી ચાલવું કરવું નિતીગય કામ;
તો તેથી આ જગતમાં સદા મળે સુખ ધામ. ૩

મણીપુરમાં ચોમેર બીજે દીન વાત ફેલાઇ ગઈ કે—પ્રકાશચંદ્રે પોતાના પુત્રની વહુને ઘરમાંથી કાઢી મેલી. ને તેનું કારણ જુદે જુદે ઠેકાણે જુદું જુદું બોલાવા લાગ્યું. વાત વાયે ઉડી જાય છે તેમ તે દરબારમાં પોહોંચી. સવૈસંગને આ ખબર મળતાં વાર તે રાતો તાતો થઇ ગયો. ક્રોધથી બોલવા લાગ્યો અરે નીચ વિચારના પ્રકાશચંદ્ર—તુંને પુત્ર ગયાની પ્રથમ દીલગીરી થતી હતી તે શું થોડીવારમાં ભૂલી ગયો? વળી તેં ગરીબ ગાયના જેવી વહુને પણ કાઢી મેલી? શરમ શરમ.—

પણ સવૈસંગે વળી વિચાર્યું કે—તે વહુને માથે શી રીતે કરેલ છે તે તો જાણવું જોઇએ એમ ધારી તપાસ કરવા મંડયો તો શેખુ સિપાઇવાળી સર્વ હકીકત ઝાહેર-આવી—એટલે લાગલાંજ પ્રકાશચંદ્રને તેમજ શેખુ સિપાઇને તેડવા માણુસ મોકલ્યાં. પ્રકાશચંદ્રને શોધતાં વાર ન લાગી એટલે તે જલદી આવ્યા ને સવૈસંગ પાસે બેઠા છે એવામાં શેખુ સિપાઇને સિપાઇઓએ લાવી હાજર

કર્યો—શેખુને જોતાંબારનેજ સવૈસંગે પોતાના હાથમાં એક કોરડો લઇ તેને બે ચાર ધરી દઇને કહ્યું-લુચ્ચા-કમજાત ખરી વાત માની દે નહિતો તારો જાન કાઢીશ—બીકથી

મીયાંભાઇ તો થર થર ધૂજવા લાગ્યા ને બોલ્યા. સાહેબ શું ખરૂં કહું, તે કહો?

સવૈસંગે કહ્યું. તેં કાલે આ પ્રકાશચંદ્રના દીકરાની વહુની આબરૂ કાલે ગામ વચ્ચે કેમ પાડી—? ખરી બીના બોલ. જો બચવું હોય તો—

શેખુ થરથરતો હાથ જોડી માફી માગી બોલ્યો—સાહેબ ગુનો માફ કરો. મને તેમની વહુએ તેને માથે ખોટી આળ નાંખવાને માટે લલચાવેલ ને તેથી મેં તે ન જાણે તેમ તેના પોટકામાં બીસ્કુટ વીગેરે મેલી તેની આબરૂ લીધી છે. મહારાજા મારો તોપણ તમે ને જીવાડો તોપણ તમે. મેં ખરૂં કહેલ છે.

સવૈસંગે કહ્યું. પણ પ્રકાશચંદ્રની વહુએ તને શું લાલચ આપેલી. આ સાંભળી શેખુ બોલ્યો. સાહેબ આ મારી ડોકમાંની આ ભારે કંઠી મને તેના તરફથી મળેલ છે.—એમ કહી કેડીઆ નીચે પેહેરેલ કંઠી કાઢી આપે છે.

સવૈસંગે પ્રકાશચંદ્ર સામું જોયું ને તે વેળા પ્રકાશચંદ્ર તો પૃથ્વી જો માર્ગ આપે તો તેમાં સમાઇ જાઉં એટલો શરમાઇ ગયો. સવૈસંગે તુરતજ કંઠી તેના ખોળામાં નાંખી જે પ્રકાશચંદ્રે પોતાનીજ એમ ઓળખી.

સવૈસંગ બોલ્યા—અરે-નારીને આધિન થયેલા નર, તેં એક વેળા પુત્રને પણ આમ દુઃખ દઇને કાઢયો ને પછવાડેથી પસ્તાવો કર્યો વળી આ વેળા આવી રીતે તપાસ ન કરતાં પુત્રની વહુ જેને કે પુત્રી સમ રાખવી જોઇએ તે.

ને ખોટા આળ મૂકી કાઢી. બસ જાઓ જાઓ તમારૂં મોં તમે મને નહીં બતાવો.

કેમકે નિતિ શાસ્ત્રોએ કહેલ છે કે—નિચનું મોં જોવાનું પાપ છે માટે તમારૂં મોં જોવાથી હું પાપી થાઉં છું. શું મોં લઈ જીવો છો? આમ ધીટકાર દઈ તેને રજા આપી. પ્રકાશચંદ્ર જવા લાગ્યા એટલે સર્વેસંગે વળી ફરીને કહ્યું— કાકા માફ કરજો તમે વડીલ છો છતાં મેં આ વેળા તમને અયોગ્ય શબ્દો ફકત મને કુસુમચંદ્રના તેમજ તેની વહુના વિયોગે લાગ્યું તેથીજ કહેલ છે—આટલું સાંભળી પ્રકાશચંદ્ર તો પોતાને ઘેર આવ્યો ને મોટા નિસાસા નાંખતો મનમાં અનેક વિચાર કરવા લાગ્યો. થોડીવાર તે રડતો ને પાછો વળી આંખોના પાણી લુંછી નાંખી ઓરડામાં ફરતો એમ તેણે બે કલાક તો ગુમાવ્યા—પણ પછી તે રહી શક્યો નહીં એટલે લાગલાજ પોતાની સ્ત્રીને બોલાવી કહ્યું કે—મારી કંઠી લાવ મારે કામ છે? આ સાંભળી શૃંગારે તેને એક બે કઠી કાઢી દીધી પ્રકાશચંદ્રે તે સર્વ તેને પાછી આપતાં કહ્યું કે-હાલ થોડી મુદતપર મેં નવી કરાવેલી મોટી કીંમતની જે કંઠી છે તે મારે જોઈએ છીએ-આ સાંભળી શૃંગારે તેને આડા અવળા જવાબ દેવા માંડ્યા પણ પ્રકાશચંદ્રે તો તે લાવને લાવ તેમજ આગ્રહ કર્યો. એટલે તેણે કહ્યું કે—તેતો મેં મારાભાઈના દીકરાને પેહેરવા માટે આપેલ છે, માટે મંગાવી દઈશ. આ સાંભળતાં વારનેજ પ્રકાશચંદ્રે પોતાની પાસેની કંઠી તેને બતાવી કહ્યું કે આ કંઠી કયાંથી આવી-અરે મેં તારાપર હમેશાં વિશ્વાસ રાખી તારૂં સર્વ કહેવું યથાર્થ માન્યું ત્યારે જા, જા નફ્ફટ નિર્લજ નાર તેં મને દગો દીધો.

અરે મેં તારા પ્રપંચના પાસથી મારા પુત્રને ખોયો.

ને વળી વહુને પણ ખોઈ. અરે એ દુઃખનો દાગ મારા દિલમાંથી નહીં ખસશે નહીં ખસશે.

અરે નિચ વિચારની નિર્લજ નાર—તું મને તારૂં મોં નહીં બતાવ. આ વેળા હું ખાત્રીથી કહું છું કે—હું તારો જાન લેત, પણ સ્ત્રીહત્યાના પાપથી મારૂં મન તેમ કરવાને અચકાયછે એમ કહી તેને ત્યાંથી ધક્કા મારી દૂર કાઢી.

શૃંગારકુંવર મનમાં વિચારવા લાગી કે—હાય હાય હવે મારૂં પાપ ફુટ્યું. હવે મને બૂરે હાલે આ ઘરમાંથી કાઢશે. ને મારી આબરૂ જાશે. માટે મારે શું કરવું—?? અરે મને ધક્કા મારી કાઢી તે હવે મને પછવાડેથી શું નહીં કરે? આમ બડબડતી તે વેળા તો તે એક ખૂણામાં જઇ બેઠી—પણ થોડીવાર પછી પાછી પ્રકાશચંદ્રના ઓરડામાં ફરીથી તેને વિનતિ કરી માફ માગવાને માટે આવી—આ વેળા પ્રકાશચંદ્ર તો દુઃખથી ઉંઘી ગયો હતો એટલે તેણે તુરતજ સામેની ખીલીપર ટાંગેલ તરવાર હાથમાં લઈ મ્યાન કાઢી નાંખી તેના પલંગ પાસે જઈ વિચાર કરવા લાગી કે હવે લાગ સારો છે. સવાર પડતાં તે મને કાઢી મૂકી ફજેત કરશે તે કરતાં જો હું મારી નાંખું તો તેમ નજ થાય. આમ ધારી તે પ્રકાશને મારવાને તૈયાર થઇ. ઘા કરતાં પહેલા વળી તેને સૂઝ્યું કે એક વેળા? તેના હાથમાં કંઈ કેમ આવી, તેતો પૂછું? આમ વિચારી તેણે તેને પ્રપંચ બાંધવાનો વિચાર કર્યો ને પછી સર્વ હકીકત પૂછવા ધાર્યું તુરતજ હીરની દોરીથી તેને તેજ પલંગ સાથે બાંધી લીધો ને પછી જગાડી નાગી તરવાર લઇ તેની છાતીપર ચડી બોલવા લાગી અરે બોલ જલદી કે તારા હાથમાં કંઈ કેમ આવી.? તું મારો જીવ કાઢવા તૈયાર થયો

હતો પણ હવે તુંજ ઇશ્વર સ્મરણ કરી લે કેમકે મોત પાં-
સે આવેલ છે.—

પ્રકાશચંદ્રે પોતાની સ્ત્રીને જ્યારે આવી રીતે નાગી
તરવારથી પોતાનાપર ચડી બેઠેલ ને પોતાને બાંધેલ ભાળ્યું
ત્યારે તે—હવે કેમ છૂટવું એ વિચાર કરવા લાગ્યો—થોડી-
વાર ધીરજ રાખી પછી તે બોલ્યો અરે—દુષ્ટ વિચારની રાં-
ડ તું મરે જલદીથી મારી નાંખ. હવે તો હું મરવાથી વ-
ધારે ખુશીછું કેમકે મેં મારા પુત્ર તેમજ તેની વહુને વ-
ગર વિચારે દેશવટો દીધો છે તે દુઃખ-મરવાથી દૂર થાય
પણ અરે હું તને કહુંછું કે—જોજે મને મારીને તું કેવું
સુખ પામીશ ? જોજે ત્રંબાવટીનગરીના રહીશ વીરસેનની
સ્ત્રીને જેમ દુઃખ થયું હતું તેમ તને પણ પછવાડેથી થશે.

આ સાંભળતાં વારનેજ સ્ત્રીને વાત વહાલી, તે મુજ-
બ તે વાત સાંભળવાને માટે શૃંગારે કહ્યું.—પ્રકાશચંદ્રે ક-
હ્યું—તો ભલે સાંભળ ત્રંબાવટી નગરીમાં વીરસેન કરીને એ-
ક રાજા રાજ કરતો હતો. તે રાજાને કામદેવ કરીને પાટવી
કુંવર હતો. કુંવર મહા ચતુર અને શુરવિર હતો તેથી તેણે
એક અરધો "દોહરો" લખ્યો અને પ્રતિજ્ઞા લીધી કે જે
કોઈ સ્ત્રી અરધો દોહરાને પુરો કરે તેને પરણવું બીજાને
મારે પરણવી નહી બ્રાહ્મણને દોહરો લખીને આપ્યો કે—

### દોહરો

મારગ આંબો માહેરો, તે રાખ્યો કેમ જાય;

અને કહ્યું મહારાજ ગામે ગામ જાઓ ને તમને કો-
ઇ ચતુર કન્યા મળે તો વધામણી લાવજો, એટલે રૂ. સવા-
લાખ તમને ઈનામ મળશે. પછી બ્રાહ્મણ દોહરો બોલતો
બોલતો ગામે ગામ આથડયો. પણ કોઈ પુરો કરે તેવું માં-

ણુસ મળ્યું નહીં. થાકીને પોતે ઘર તરફ ફર્યો અને નગરી-
થી બે કોશને છેટે એક ગામડુ હતુ ત્યાં આવ્યો." એટલુ-
કહી પ્રકાશચંદ્ર બંધ રહ્યો."

શૃંગારકુંવર બોલી—પછી શું થયું?

પ્રકાશચંદ્રે કહ્યું—તું હવે મને જલદીથી મારી નાંખ; મારે
જીવવું નથી. કારણ મને આ તારા પાસ બંધથી દુઃખ થાય-
છે, માટે તું છોડ તો વાત કરૂં.

શૃંગાર કુંવરે—એક બંધ છોડયો. પછી પ્રકાશચંદ્રે
વાત ચાલુ કરી.

અને તે ગામની ભાગોળે શોકાતુર થઇ બેઠો, એટલામાં પા-
ણી ભરવા માટે ત્યાંના એક વિરસિંહ નામે ગરાશીયાની
દીકરી માનસ્વરૂપ પાણી ભરીને જતી હતી તેણે પુછ્યું કે-
મ માહારાજ તમારે શું દુઃખ છે? બ્રાહ્મણ બોલ્યો બાઇ તું
ચાલી જાની? હું આખી પૃથ્વીમાં ફર્યો પણ કોઈ મારૂં દુઃ-
ખ ભાંગે તેવું મળ્યું નહીં તો તારો શો આશરો; ત્યારે ગરા-
શીઆણીએ ઘણી જક કરી ત્યારે બ્રાહ્મણ બોલ્યો.

## દોહરો

મારગ આંબો માહરો, તે રાખ્યો કેમ જાય,

ત્યારે તે બોલી એમાં શી મોટી વાત છે. લાવ તારો
દોહરો ઉભી ઉભી પુરો કરૂં. ને પછી તારા રાજાને જઇને
દેખાડજે, ત્યારે બ્રાહ્મણ બોલ્યો. બાઇ તું પુરો કરીશ તો
હું તને જન્મની મારી બેન ગણીશ. મારો રાજા ઘણો
જબરો છે અને મહાચતુર શુરો વિગેરે ગુણોથી ભરપુર
છે. તે ત્રંબાવટીનગરીનો પાટવી કુંવર છે. આ સાંભળી
પેલી સ્ત્રીયે તો તેનું નામ સાંભળતાંજ તરત પુરો કર્યો
તે નિચે પ્રમાણે.

રાજાનો—દોહરો.

મારગ આંખો માહરો તે રાખ્યો કેમ જાય;
કેગન આંકસ નેતન હાથ્યો, તે આપોઆપ રખાય.

પછી તે કુંવારીકા સ્ત્રીનું નામ ઠામ પુછી ચાલી નિકળ્યો ને રાજા પાસે આવ્યો. રાજાએ તેને સરત પ્રમાણે ઈનામ આપ્યું અને ઘણો ખુશી થયો બાદ. તે સ્ત્રીને પરણવા માટે માગું મોકલ્યું ને છેવટે પરણી આવ્યા. આ સ્ત્રિપુરૂષનું હેત ઘણુંજ દીનપર દીન વધી ગયું અને છેવટ એટલે સુધી કે દરેકને પરસ્પર એક મિનિટ પણ મુખ જોયા વિના ચાલે નહી. આમ કેટલાક દીવસ વિત્યા બાદ આ બુદ્ધિશાળી સ્ત્રિ હતી તોપણ, પોતે યાર કરવાને ચાહતી જેથી એક સિપાઇની સાથે દોસ્તિ કરી. અને તેની સાથે હરનિશ સંભોગ આદી ક્રીયા કરવા લાગી. થોડા દીવસે આ વાત રાજાના નાહાના ભાઈના કાને આવી જેથી તપાસ કરતાં સાચી માલમ પડી અને પોતે કોઇને નહીં કેતાં મનમાંજ રાખી. આ રાજાનો નાનો ભાઇ નામ રતનસિંહ ઘણોજ હુંશીયાર અને ચાલાક હોવાથી તેને ( સીપાઇને ) નોકરીથી દુર કરવાને માટે સુચવ્યું. આ વાત રાણીના કાને આવી, પછી રાણીએ હીંમત આપી કહ્યું ફીકર નહી. હું તને જેટલા રૂપીયા જોઇતા હશે તેટલા આપીશ એમ કહી કેટલાક રૂપીયા તેને તેજ વખતે આપ્યા અને એક સુરંગીને બોલાવીને કહ્યું કે આ સિપાઈના ઘરમાંથી તે માહારા મોહોલ સુધી સુરંગ કરી આપ. તેના બદલામાં હું તને ૨૦) લાખ રૂપીઆ આપીશ. માટે ફીકર કરીશ નહી. તરતજ તેણે રાણીના કહેવા પ્રમાણે સુરંગ ખોદી ને માંહે દીવા મુકયા. હમેશ સીપાઇ ત્યાં આવે જાયછે. આ વાતની ખબર રતનસિંહને

પડી કે તરતજ તેણે સીપાઈને દરબારમાંથી બોલાવા મોકલ્યો, કારણ આ વખતે ન્યાયનું કામ રતનસિંહ કરતો હતો અને ગાદીપતી કામદેવ હતો. કામદેવ તો સ્ત્રિને વશ થઇ ગયો હતો જેથી તેને મારી સ્ત્રિ શીવાય બીજું કાંઇ ભાન નહીં હતું. રતનસિંહે સીપાઇને પકડી મંગાવાની વાત રાણીએ જાણી કે તુરતજ. * *

આટલું કહી પ્રકાશચંદ્ર બંધ રહ્યો.

શૃંગારકુંવર બોલી પછી તેનું શું થયું.

પ્રકાશચંદ્રે કહ્યું હવે મને મારી નાંખ કારણ મારાથી વાત કહી શકાય તેમ નથી કારણ કે મને આ તારા હીરના પાટા દુઃખેછે.

શૃંગારકુંવરે—લ્યો એક પાટો છોડું વાત કરો. આ વાત શૃંગારકુંવરને ઘણીજ પ્રિય લાગ્યાથી હવે શું થશે તે ખબર રહી નહી.

પ્રકાશચંદ્રે વાત ચાલુ કરી—તુરતજ રાજાને કહ્યુ કે તમારો ભાઇ અત્રે આંહી આવ્યો હતો અને દાસીને કહ્યું કે તારી બાઇ સાથે ખાનગીમાં મળવું છે. ત્યારે દાસી બોલી હમેશ મળોછો. તેમ આંહી આવે ત્યારે મળજો. પછી તેને લલચાવવાને માટે દસ સોના મોહોરો આપી, તોપણ મારી દાસીએ ન લેતાં એકદમ મને આવી વાત કરી. મેં તેને પુછ્યું ત્યારે કહ્યું કે તમારી સાથે ખાનગીમાં કામ છે. પછી દાસીને મેં બહાર રાખીને હું અને રતનસિંહ બન્ને અંદર ગયાં. મેં પુછ્યું શું વાત છે ત્યારે તેણે મારો હાથ ઝાલી આપના જડીત્ર પલંગ આગળ મને ગસડી લઇ જતો હતો, મેં તેને કેટલોક ઠપકો આપ્યો અને નિતી વિરૂદ્ધના વેણ કહ્યાં ત્યારે શરમાઇ ચાલ્યો ગયો. રાજાને આ વાત પુરી કાને સ્ત્રવણ થતાં ક્ષત્રી·

ધર્મ પ્રમાણે રૂવાંટા ઉભાં થયાં અને શરીરનું લોહી રગે-
રગ ઉછળવા માંડયું.

શુરને વહાલું શહસ્ત્ર, વિપ્રને વાહલી વિદ્યા;
પવિત્ર વાહલું પુન્ય, નિચને વાહલી નિંદા.

અને વિચાર કર્યો કે મારો ભાઇ જો કે નિતીવાન
છે તોપણ મને લાગે છે કે માણસ જ્યારે કામને અંધ થાય
છે ત્યારે તેને કશુ સુઝતું નથી તો આ વાત ખરી હશેજ.
શું મારી પવીત્ર સ્ત્રી જુઠુ કહેતી હશે. એમ વિચારી તરતજ
તેને બોલાવી કેટલોક ઠપકો આપ્યો, અને કહ્યું કે હવે તા-
રૂં મોં મને બતાવીશ નહી. રતનસિંહે કેટલાક સોગાન ખાધા
પણ માન્યું નહી ને છેવટે રાજાએ તેને મારી નાખવા
ફરમાવ્યું. આ નિતીવાન રતનસિંહ મોટા ભાઈની આ-
જ્ઞા પ્રમાણે મરવા તૈયાર થયો ને છેવટ પોતેના હાથે ફાં-
સીએ લટકી મરણ પામ્યો, કામાંધ માણસને કાંઇ સુઝતું
નથી,—એમ કહી રડી પડયો અને કુસુમચંદ્રે જે વાત ક-
હી હતી તે વાત સાંભરી આવી ને સ્ત્રિને કહ્યું હવે મને
મારી નાંખ, મારાથી આ તારા બંધથી થતું દુઃખ સહન
થતું નથી.—

પ્રકાશચંદ્રે કહ્યું હવે મારાથી કેહેવાશે નહીં, નહીં
તો એક પાટો છોડ તરતજ એક છોડયો બાકી રહ્યો—

પછી તે સ્ત્રિનેતો જે સાલ હતું તે ગયું ને હરનિ-
શ પોતે રંગભોગ કરવા લાગી. કેટલાક દીવસ વિત્યા પ-
છી આ સ્ત્રિએ પોતાના પ્યારા યારને જલદી બોલાવવા
માટે એક ઘરમાં સાંકળ બાંધી તેની સાથે બે ઘંટ એક
રાણીના મોહોલમાં ટાંગ્યો ને એક તે સિપાઈને ઘેર ટાંગ્યો
જેથી ઘંટ વગાડે ત્યારે એક બીજા આવે જાય. આંહી
એક વખત રાજા તથા રાણી પોતે હાસ્યવિનોદ કરેછે અ-

ને હિંચોળે હિંચેછે તેવામાં રાજાએ વિચાર્યું કે આ ઘંટડી શાની હશે તરતજ ઉઠી વગાડી તો રાણીનો રાખેલો સિપાઇ દોડતો આવ્યો, અને રાજાને જોઈને શરમાઇ ગયો. રાજાએ તેને પકડી બેસાર્યો, અને મારવા માંડયો ને પછી તેની પાસે સઘળી હકીકત સાંભળી ને તરતજ પોતાના ભાઇને મરાવાનું કારણ પણ પુછયું જેથી તે સિપાઇ બિતો બિતો માની ગયો અને છેવટ પોતાના ભાઇનો પસ્તાવો કરતો રાજા અતી દુઃખમાં આવી પડયો ને બોલ્યો સીપાઇ તને શીક્ષા નહી. કરતાં તને દેશનિકાલ કરૂંછું કારણ તું એક નિચ જાતનો તરકડો છું અને વળી આમાં સઘળો વાંક મારી જે હું પ્રાંણથી વાહાલી સ્ત્રિગણુતો હતો તેનો છે. એમ કહીતેને ગામ બાર કાઢી મુકયો— ને આ સ્ત્રીને તીરસ્કાર, દઇ, એક ગધેડા ઉપર બેસાંડી ગામ બહાર ફેરવીને * * * * * * * * *

આટલું કહી બંધ રહ્યો. શૃંગારકુંવરે કહ્યું પુરી વાત કરો, ત્યારે પ્રકાશચંદ્રે કહ્યું ચોથો બંધ છોડત્યારે શૃંગારે વાતના રસમાં ને રસમાં છોડયો ને પ્રકાશચંદ્રે વાત કહેવા માંડી.

પછી તે સ્ત્રિને ગામ બહાર કાઢી ને ગામમાં ફજેતો થયો. છેવટે રખડતી રખડતી એક પાસેના નગરમાં ગઇ ત્યાં ગુનકાને ઘેર રહી ત્યાંથી તે માંદી થઈ જેથી ગુનકાએ કાઢી મુકી. હવે આ સ્ત્રિ જેવા સુખમાં હતી તેવાજ દુઃખમાં આવી પડી ને છેવટ ભૂખી તરશી ત્યાંથી જતી રસ્તામાં વગડાની અંદર ભૂલી પડવાથી વાઘ ઉપાડી ગયો ને છેવટે તેને મારી નાંખી.

પ્રકાશચંદ્ર વાત પુરી થતાંને પોતે બંધમાંથી મોકળો થએલ હોવાથી એકદમ કૂદી પલંગ નીચે જઈ શૃં-

મારકુંવરના હાથમાંથી તલવાર તલપથી ઝોંટી લઇ તેને નીચે ગબડાવી પાડી—કહ્યું કે—અરે દુષ્ટ રાંડ તેં મારો જાન લેવાની પણ ધારણા કરેલ. તો હવે આ વેળા તને જીવતી મુકવી ઉચિત નથી. તોપણ હું આ વેળા તને સુલ્લ લોકો કહેછે તેમ એટલે—

છપો.

સ્ત્રીના વાંક હજાર, તોય તેને નવ હણવી;
ડહાપણ દશે હજાર, તોય મુરખમાં ગણવી.
સતિ શિરોમણી શુદ્ધ, તોય જશહીંણી જારી;
હૈડે અધીકું હેત, તોય તે નાખે મારી.

તે મુજબ તારા અવગુણપર ધ્યાન ન લગાડતા તને જા જીવતી છોડી દઊંછું—પણ હવે મારે આ ઘરમાં રહેવું નથી. આમ કહી તે તુરતજ ત્યાથી થોડો સામાન લઈ બહાર નીકળ્યો, ને પુત્રના જતી વેળાના દરેક વચન યાદ આણી બોલવા લાગ્યો કે—

હર હર ઈશ્વર! હું જેના ઉપર વિશ્વાસ રાખતો હતો તેણેજ દગો દીધો.

દોહરો.

ટાઢી શીતલ વનદેહ, નિર પથરા વેરન;
તરીયા રૂઠી જે કરે, તેઇ દૈવ નહીં કરન.

આમ અતિ વિલાપ કરીને તે કાશીએ જઈ સન્યસ્ત લેવાને માટે તૈયાર થયો ને ટુંકી ટુંકી મજલો કરી છેવટ તે કાશીએ પોહોચ્યો.

કાશીએ પોહોંચ્યા પછી પ્રકાશચંદ્રે ગંગા નદીમાં નાહી સંકરાચાર્યને વિનતિ કરી કે મને દીક્ષા આપો—પણ તે વેળા એવો ચાલ હતો કે પુત્ર તથા પ્રેમદાની

રજાવિના કોઈને સન્યસ્તની દીક્ષા અપાતી નથી માટે પ્ર- કાશચંદ્રને સંકરાચાર્યે પુત્ર તથા પ્રેમદાની રજા મેળવી આ- વવાનું કહ્યું. આથી બિચારો પ્રકાચશંદ્ર દીલગીરી સાથે ચોતરફ પુત્ર શોધ કરતો ને નીચે મુજબ બોલતો બોલતો ફરવા લાગ્યો—

॥ गीति ॥

પ્રકાશચંદ્ર—

**भार्यानवीभरूंसे, कुसुमखोयो, कमळाआवेला ॥**



## પ્રકરણ ૧૧ મું.

શૃંગારકુંવર—હવે ઘરમાં એકલી રહી. પોતાનો ધ- ણી નાસી ગયો તેથી તેને બીલકુલ માઠું લાગ્યું નહીં. ગામમાં ચોમેર તેની બદબોઈ બોલાવા લાગી ને કેટલાક તો તેને મોઢે પણ તેનું વાંકું બોલવાને ચુકતા નહીં. પ્રકાશચંદ્રના સગા વહાલાએ શૃંગારને ઘરમાંથી બહાર કાઢવાનો પ્રથમ તો વિચાર કરેલ પણ અંતે તેઓ કજીયા- થી ડરીને અને નઠારા ન થવાની ધારતીથી શૃંગારને બો- લાવ્યા વિનાજ રહ્યાં.

શૃંગારકુંવરને હવે નિરાંતે માલવાનું ગળ્યું—હમેશાં તે વ- ધારે વધારે કુચ્છંદમાં ચાલવા લાગી. ને નવા નવા માણ- સોને લોક લાજ તજીને ઘરમાં દાખલ કરવા મંડી. આ સૌએ તેની સઘળી પુંજી ઉડાવી દીધી ને છેવટ તેને પો- તાનું ઘર વેચાવ્યું. ઘરમાંના સારા સારા દાગીના, ઠામ ઠી- કરૂં જે હતું તે સૌ વેચીને પણ તે બાઇએ તેના આશકો-

ને ખવરાવ્યું. પણ જ્યારે પોતાની પાસે કાંઇ ન રહ્યું ત્યારે તે દુઃખી થવા મંડી. આ વેળા મધપૂડાને વળગનાર મધમાખોના જેવા તેના આશકો વીગેરેએ તેને છોડી દીધી—

ગામમાં તો શૃંગારે પ્રથમથીજ આબરૂ ગુમાવી હતી એટલે તેને કોઇ બે બદામ પણ આપે શાને? એટલે તો તે ભૂખથી રીબાવા લાગી.—

જુદા જુદા પુરૂષોની સાથે વિલાસ કરવાથી તેનું શરીર પણ બગડ્યું ને અસંખ્ય રોગની ભોક્તા થઈ. એટલે પછી પોતાના મનમાં અતિ પસ્તાવા લાગી—હવે કેમ કરવું તે વિચારવા લાગી—

ધણીને ખોયાનો ને પુત્રપર ખોટા આળ મૂકયાનો પસ્તાવો આ વેળા તેને થવા લાગ્યો. ને તે નક્કી થયું કે—આં સર્વ દુઃખ હું મારા દુષ્કાગનાજ ભોગવું છું— પણ આવો પછવાડેનો પસ્તાવો શા કામનો?

તેના સગાઓએ તો તેને તજેલ હતી એટલે તેઓ તો તેને આવી વેળાએ બોલાવે પણ શાના—વળી કોઈના દીલમાં પરોપકાર બુદ્ધિથી આ વિચાર આવે તોપણ તેના કામ એવા નિચ હતા કે તેને ઘેર જનારને પોતાની આબરૂ જવાની મોટી ધાસ્તી વોહોરવી પડે—માટે આ વેળા તે અત્યંત પીડા પામવા લાગી—શૃંગાર મનમાં વિચારવા લાગી કે—હવે મારે કોઇ એવો રસ્તો નથી કે જ્યાં હું મારૂં ગુજરાન કરી શકું—એટલે છેવટે તેણે લાચારીથી પોતાનો પુત્ર કુસુમચંદ્ર રોહિકાનગરીમાં કેદ થએલ હતો જે બાબતની પોતાને ખબર અગાઉથી હતી તેને મળવા જવાનું ધાર્યું.

આ વેળા તેના દીલમાં એમ થયું કે—અરે મેં તેને ઓછું દુઃખ નથી દીધું, કે આ વેળા તે મને મદદ કરે? પણ

જોઊં તો ખરી શુ થાય છે એમ ધારી તે તે તરફ જવાને તૈયાર થઇ. રસ્તામાં વળી વિચારતી કે—તે આજસુધી ત્યાં હશે કે નહીં તેનીપણ મને ખબર નથી—માટે જો મને નહીં મળે તો પછી મારે ત્યાં શું કરવું?—આમ આ સર્વ બાબતના જુદા જુદા વિચાર કરતી તે પાછી વળી જબાબ મનમાંને મનમાં બોલી ને રોહીકાનગરીમાં આવી પહોંચી.

ગામમાં પેસી—તે ચોતરફ ફરવા લાગી સબબ કુસુમચંદ્ર કોઈ ઠેકાણે મળે છે, પણ આમ રખડવાથી તેને કુસુમચંદ્રતે શી રીતે મળે.? આ વેળા તો તે રાજ્યનો કર્ત્તા હર્ત્તા તરીકે થઇ પડેલ હતો ને દીવાનગીરીની જગ્યાનું કામ ચલાવતો હતો. ભૂખ તથા થાકથી કંટાળીને શૃંગારકુંવરની આંખમાં આંસુની ધારા વેહેવા માંડી—ને તે ઇશ્વરપાસે પોતાનું મોત માગવા લાગી છેવટ એક વાણીઆના ઘરની પછીત જે શરીયામ રસ્તાપર પડતી હતી ત્યાં બેઠી—

એવામાં કુસુમચંદ્ર બે ઘોડાની ગાડીમાં બેસી તેજ રસ્તે નિકળ્યો—ને ગામમાં માણસને હરકત ન આવે માટે પોતાના ઘોડા હળવે હળવે ચલાવતો આ બાઈ બેઠી છે ત્યાં આવ્યો.—

બંનેની દ્રષ્ટિ સામ સામી મળી એટલે કુસુમચંદ્રને પોતાની નવીમાના જેવો ભાસ લાગ્યો. પણ તેને કેમ કેવાય.? વળી તે મન સાથે વિચારવા મંડયો કે—તે અત્રે કયાંથી હોય?—આમ વિચારી જરા આગળ ચાલ્યો—પણ વળી તેનું મન તેની તરફ ખેંચાયું. ને વખતે હોય પણ આમ ધારી તે બાઈ કોણ છે તથા તે કયાં રહે છે એટલું પૂછવાને માટે પોતાના એક સિપાઇને ત્યાં મોકલ્યો—

શૃંગારકુંવરના દીલમાં તો એ કુસુમચંદ્ર છે તેમ બી-લકુલ થયુંજ નહોતું. જેવો સિપાઇ પોતાની પાસે આવ્યો તેવોજ શૃંગારકુંવર પ્રત્યે બોલ્યો બાઇ બેન તમે કએ ગામ રહો છો? શી નાત છો? ને આંહી કેટલા રોજથી આવેલ છો? શૃંગારે કહ્યું મારી નાત જાતનું તમારે શું કામ છે.? સિપાઇએ કહ્યું અમારા ઉપરી સાહેબ જે આ ગાડીમાં બેસીને જાય છે તે પૂછે છે માટે ખરૂં કહો—

શૃંગારે કહ્યું હું બ્રાહ્મણ છું ને મણીપુરમાં રહું છું. આંહીતો આજજ આવી છું. સિપાઈએ કહ્યું તમારૂં નામ શું? જવાબમાં શૃંગારકુંવર.

આ બીના સિપાઇએ કુસુમચંદ્રને કહી એટલે તો તેના દીલમાં નક્કી થયું કે એ મારી નવી મા છે. તુરતજ એક માણસને તેની પાસે મોકલી તેને—પોતાને ત્યાં તેડી જવાને કહ્યું ને પોતે બહાર ફરવા ગયા—

માણસે આવી શૃંગારને કહ્યું બેન તમે અમારા ઉ-પરીને ઘેર ચાલો તે બહુ ભલા માણસ છે. ને તેમણે મને મોકલ્યો છે.

તમારો ઉતારો જો કોઈ જગાએ મુકયો હોય તો ચાલો મને બતાવો આપણે તે ફેરવાવી લઇએ—

શૃંગારકુંવરે કહ્યું—મારો ઉતારો તો મારી સાથેજ છે. પણ તમારા ઉપરીને ત્યાં મારે શા માટે આવવું જો-ઈએ—પેલે માણસે તેને ઘણી સારી રીતે સમજાવી ત્યારે તે તેની સાથે તેને ઘેર ગઇ—

ઘરમાં પેસતાંજ કમળાગૌરીએ તેને ઓળખી ને શૃંગારે કમળાગૌરીને ઓળખી—કમળાને તેણે ઘણું ઘણું દુઃખ દીધું હતું પણ તે તે આવેળા જાણે ભુલીજ ગઇ ન હોય એમ હર્ષથી તે તેને પગે લાગી. ને તમે આંહી કયા-

થી એમ બોલવા લાગી—

શૃંગારકુંવર તો ઝંખવાણી પડી ગઈ ને આંખમાં પાણી આવી ગયાં તુરતજ કુસુમચંદ્ર ત્યાં આવ્યા ને તે પણ પોતાની માને આગળની તેની પોતાના પ્રત્યેની ખરાબ વર્તણુંક ન સંભારતાં પગે લાગ્યો ને માજી માજી કહેતો પૂછવા લાગ્યો કે—આંહી ક્યાંથી?

કુસુમચંદ્રના મુખમાંથી આ શબ્દો સાંભળતાંજ શૃંગારકુંવર રડી પડી એટલે કુસુમચંદ્રે તેમજ કમળાગૌરીએ તેને છાની રાખી—ને પછી જમાડી સર્વ હકીકત હળવે હળવે પૂછી જોઈ એટલે તો કુસુમચંદ્રને ઘણુંજ માઠું લાગ્યું.

સાંજ પડી એટલે કમળા તથા કુસુમચંદ્ર બંને વિચારવા લાગ્યા કે—હવે શૃંગારકુંવરને રાખવી તેતો ઠીક. પણ જે આવી નીચ છે તે પોતાની નીચવર્તણુંક હવે પણ શું છોડશે? આમ ધારી તેને ભેગી ન રાખવાનું કરતાં પાસેજ એક ઘર હતું તેમાં રાખવાને નક્કી કર્યું ને બીજે દીન તે મુજબ કર્યું—

શૃંગારકુંવર હવે ઘણીજ સંભાળથી સારી રીતે ચાલવા લાગી ને કુસુમચંદ્રે પણ તેનું માંદગી શરીર સુધારવાને ડાકતર વીગેરેને સારી ભલામણ કરી તથા જોઈતો સામાન પૂરો પાડવા માંડયો. એટલે તે લગભગ બે માસમાં તન્દુરસ્ત થઈ—

આ બે માસની મુદતમાં કુસુમચંદ્રને હમેશાં પોતાના પીતા ક્યાં હશે, કેવા દુઃખમાં હશે, વીગેરે વિગેરે વિચારથી નિરાંતે ઊંઘ આવી નહોતી. છેવટ તેણે પોતાના પિતાની ખબર કાઢવાને માણુસો મોકલવાનું ધાર્યું. ને બે ચાર માણુસોને તે શોધ કરવાને મોકલ્યાં—

લગભગ ૬ માસ આમ જવા આવેલ છે એટલામાં એક માણસ હાથમાં અરણ્યમાંથી કાપી કાઢેલ એક વાંસની મોટી લાકડી લઈ તથા ખભે દોરી તથા લોટો ટીંગાડેલ. મોઢેથી નીચે મુજબ બોલતો બોલતો કુસુમચંદ્રના મેહેલ પાસેથીજ નીકળ્યો.—

गिति.

भार्यानत्रिभरुंसेकुसुमखोयोःकमळाआवेला.

આ વેળા કુસુમચંદ્ર પોતાની ડેળીનગાં હીંચોળા ખાટપર બેસી હીંચતો હતો તેણે તે સાંભળ્યું એટલે તે તુરતજ હીચોળાખાટપરથી નીચે ઉતરી બારીમાંથી જોવા લાગ્યો. જોતા વારનેજ તેને પોતાના પિતા આ છે એમ લાગ્યું ને બારીકીથી તેના મુખ સામું જોવા લાગ્યો. એટલે તો તેનું હૈયું ભરાઇ આવ્યું. ને તુરતજ તે મોટે સાદે બોલ્યો કે—

गिर्ति.

ईश्वरनीइच्छाथीकमळाकुसुमशृंगारथयांभेळां.

આ બોલ સાંભળતાં પ્રકાશચંદ્રે તેના સામું જોયુ. ને બંનેની નજર સાગસામી ગળી એટલે કુસુમચંદ્ર મેડીપરથી હેઠે ઉતરો પોતાના પીતાનું કાંડુ પકડી તેને પોતાના મેહેલગાં લાવ્યો ને હર્ષથી તેને પગે લાગ્યો.

પ્રકાશચંદ્રના આનંદનો પાર રહ્યો નહીં પોતાના પુત્રને પોતે જે દુઃખ દીધેલ તે આ વેળા તેને સાંભરી આવ્યુ એટલે—તેના નેત્રોમાંથી અશ્રુ નીકળવા માંડયા આ જોઈ કુસુમચંદ્રે તેને કહ્યું કે—વિધીએ જે લલાટમાં લખેલ હોય છે તે મુજબ થાય છે માટે તેમાં તમારે મીથ્યા શોચ કરવો નહીં, એમ કહી તેને ધીરજ દીધી.

બાપ દિકરો મળ્યા પછી સાંજને વખતે વાળુ કરીને નિરાંતે બેઠા એટલે કુસુમચંદ્રે પોતાના પર થએલ ને પ્રકાશચંદ્રે તેનાપર થએલ સર્વ હકીકત અરસપરસ કહી. આ વેળા બંનેના દીલમાં બહુ દુઃખ લાગ્યું પણ હવે ગયા દુઃખનો શોચ ન કરવો એમ મનમાં ધાર્યું થોડીવાર પછી કુસુમચંદ્રે પોતાની નવી મા અત્રે આવેલ છે એ વાત પોતાના પીતાને કહી એટલે તો પ્રકાશચંદ્રને અતિ માઠું લાગ્યું ને બોલ્યા. ભાઇ વળી તેને અત્રે તેં શા માટે રાખી? તેનું મોં જોવું ઉચીત નથી—કુસુમચંદ્રે કહ્યું—પીતાજી તેમ થાય નહીં હોય. બનનાર વાત બનેછેજ તેમાં તેનો શો દોષ? વળી તેને માથે જે દુઃખ પડેલ છે તે તે જો માણસ હોશે તો સારી રીતે જાણશે કે એ મારા કરેલ પાપનું ફળ હતું —હાલમાં ૮ માસથી તે અંત્રે છે પણ તે મુદતમાં મને એમ લાગે છે કે—હવે તેણે તેની ચાલ સુધારી છે માટે આપે પણ તેના પરથી રોશ કાઢી નાંખવો. આ સર્વ બીના સાંભળી પ્રકાશચંદ્ર તેને જઇને મળ્યો ને અત્યંત આનંદ અરસપરસ થયો—ત્યારબાદ તે કુટુંબ સુખથી દીવસ ગુજારવા લાગ્યાં.

**સમાપ્ત**

# અગાઉથી ગ્રાહક થનારનાં મુબારક નામો.

| નકલ | | નામ. |
|---|---|---|
| ૩૫ | માહારાજા વાઘજી બાહાદુર. | મોરબી. |
| ૨૫ | માહારાજા જસવંતસિંહજી બાહાદુર | લીંબડી. |
| ૨૫ | માહારાજા કેશરીસિંહજી બાહાદુર | ઈડર. |
| ૨૫ | જામસાહેબ વિભાજી બાહાદુર | જામનગર. |
| ૨૦ | દીવાન બાહાદુર મણીભાઇ જશભાઈ | વડોદરા. |
| ૧૫ | દીવાન બાહાદુર હરિદાસ બિહારીદાસ | જુનાગઢ. |
| ૧૫ | દેશાઈ હરિપ્રસાદ સંતોષરામ જે. પી. | ભાવનગર |
| ૧૦ | દરબારશ્રી કશળસિંહજી લધુભા | ગુંદીઆળા. |
| ૧૦ | વિજયશંકર ગવરીશંકર નાયબ દીવાન સાહેબ | ભાવનગર |
| ૧૦ | રાવસાહેબ ગણપતરાવ અમૃતરાવ | ,, |
| ૫ | નથુભાઇ ગોદડભાઇ પ્રાઈવેટ સેક્રેટરી | ,, |
| ૫ | માધવસિંહ રાગાભાઇ પ્રાઈવેટ સેક્રેટરી | ,, |
| ૫ | મી. લલ્લુભાઇ ગાંડાભાઇ | ,, |
| ૫ | ગુશાઈ ગજરાજ ગરજી ઉમરાવ ગરજી | ,, |
| ૫ | રા. રતીલાલભાઈ આ. ઇંજીનયર | મહુવા. |
| ૫ | રા. બેહેચરલાલ દીઆળજી વકીલ. | ભાવનગર. |
| ૫ | ,, હરીદાસ વખતચંદ | ધાંગધ્રા. |
| ૩ | ,, છગનલાલ લક્ષ્મણ | ,, |
| ૩ | ,, પ્રભાશંકર વેણીશંકર | ભાવનગર. |
| ૧૫ | ,, નરોતમદાસની મારફત | ,, |
| ૨ | ,, પ્રભાશંકર જટાશંકર | ,, |
| ૨ | ,, પરભુદાસ મુળજી | ,, |
| ૫ | ,, છોટાલાલ ગવરીશંકર | ,, |
| ૨ | ,, પુરૂષોતમદાસ ભક્તિરામ | ,, |
| ૧ | ,, ગઢવી પીંગળશી પાતાભાઈ | ,, |
| ૧ | ,, ભીખાજી હોરમસજી | ,, |
| ૧ | ,, મુકંદરામ કેશવરામ | ,, |
| ૧ | ,, રામકૃષ્ણ નાગરદાસ | ,, |
| ૨ | ,, ભાસ્કરરાવ ગુડસકલાર્ક. | ,, |

૧ „ લલ્લુભાઈ પીતાંબર. ”
૧ ” ભીમજી ગીગાભાઈ ”
૧ ” કે. એચ. બનાજી ”
૧ ” કપીલરામ કેશવરામ ”
૧ ” ગોપાળજી રઘુભાઈ ”
૧ ” ગવરીશંકર બાળકૃષ્ણ ”
૧ ” રંગીળદાસ ”
૧ મી. જમાલુદીન બાબુલભાઇ ”
૧ રા. શવાઇલાલ નંદલાલ ”
૧ ” માધવજી જમનાદાસ ”
૧ ” ભાઇશંકર જગજીવન ”
૧ ” દોલતરાય છોટમલાલ ”
૧ ” છબીલદાસ ભગવાનદાસ ”
૧ ” નાગજી પુરૂષોતમ ”
૧ ” ભાઇચંદ જેઠાજી ”
૧ ” હેમચંદ બાલુ ”
૧ ” રેવાશંકર ગવરીશંકર ”
૧ ” મહીપતરામ ગોવીંદરામ ડાકતરસાહેબ ”
૧ ” મોતીલાલ મુલજી માસ્તર ”
૧ ” માધવજી જમનાદાસ કેશીયર ”

મોરબી.

૧ રા. લલ્લુભાઈ ગોવીંદદાસ.
૧ ” ગજાનંદ ગોપાળજી.
૧ ” ડાહ્યાભાઈ વણીરામ.

લખતર.

૧ રા. લક્ષ્મણ સખારામ.

જુનાગઢ.

૫ રા. ડાકત્તર ત્રીભોવનદાસ.

૨ વકીલ જગજીવન પ્રેમજી.

જામનગર.

૫ મેહેરબાન મગનલાલભાઇ દીવાન બાહાદુર
૨ રા. રાવ્રવભાઇ સાહેબ હજુરી
૨ ” કરસનભાઇ સાહેબ હજુરી
૧ ” મોહનલાલ મુગટરામ.
૧ ” ગોવનજી હંસરાજ
૧ ” દુર્લભદાસ શામજી ધ્રવ.

મહુવા.

૧ દોશી. ગુલાબચંદ વીઠ્ઠલ.
૧ પા. ભગવાનદાસ દુલભદાસ.
૧ મેતા મગનલાલ ગોવિંદજી.
૧ ગાંધી. પ્રાગજી પદમશી

ધોલેરા.

૧ છોટાલાલ પીતામ્બર.
૧ પીતામ્બર છગન.
૧ દેવશી ડાહ્યાભાઇ.

પાળીયાદ.

૧ રા. મણીશંકર નાથાભાઇ.
૧ ” પુરૂષોત્તમ રઘુરામ.
૧ ” જગજીવન પુરૂષોતમ.
૧ ” ભુપતસિંઘ અગાભાઇ.

બોટાદ.

૧ રા. પુરૂષોતમ કકલ.
૧ રા. શા. નાનચંદ કેશવ.
૧ રા. બાપુ બાબાજી સ્ટેશન માસ્તર.

સુડા.

૨ કુમારશ્રી. માધવસિંહજી બેહેચરસિંહજી સાહેબ.

વઢવાણ જંકશન.

૧ રા. છોટાલાલ વ્રજભુખણદાસ કોચીંગ કલાર્ક.
” ગંગાદાસ તાપીદાસ ડાકતર.

૧ ” ભાઈશંકરભાઇ વકીલ ધાંગધ્રા દરબાર.

ભરૂચ.

૨ રા. પરમાણંદદાસ કલ્યાણદાસ.
૧ ” કાશીદાસ ગોવીંદદાસ.

અમરેલી.

૧ મકનદાસ ગાંગજી.
૧ પીતાંમ્બરદાસ નારણદાસ. મીસ્ત્રી.
૨ રા. લલુભાઇ હરજીવનદાસ આબુરોડ.
૨ રા. ડાહ્યાભાઇ જંકશન પોસ્ટ માસ્તર પાટડી.
૧ રા. ઉત્તમરામ બેચરદાસ ઈજનેર.
૧૯૦ બુકસેલર જગજીવન દલપતરામ અમદાવાદ.
૨૫ વોરા અબદુલહુસેન આદમજી બુકસેલર ભાવનગર.
૨૫ બુકસેલર. પાનાચંદ તેજમાઈ ભાવનગર.

---

૩૫૦ કુલ.

---

## ઉપકાર પત્ર.

આ પુસ્તક બાહાર પાડવામાં મને રા. રાજેશ્રી દેશાઇ હરિપ્રસાદ સંતોષરામ જસ્ટીસ ઓફ ધી, પીસ તરફથી તથા વડોદરાના દીવાન બાહાદુર મણીભાઇ જશભાઈ તથા જુનાગઢના દીવાન બાહાદુર હરિદાસ બીહારીદાસ તરફથી જે મદદ મળેલી છે તેને માટે હું એ મુરબી સાહેબોનો ઉપકાર માનું છું.

લી. પ્રસિદ્ધ કર્ત્તા.

**મણીલાલ વિ. હરનારાણુય ભટ્ટ.**

નીચે દર્શાવેલાં પુસ્તકો હાલમાં મેં તૈયાર કરી રાખેલાં છે સો જો કોઇ સદ્‌ગ્રહસ્થ તેમાંની બસેં કોપી રાખશે અગર બસેં કોપીના ગ્રાહાક કરી આપશે તો બાહાર પાડવામાં કોઈ પણ જાતનો વીલંબ થશે નહીં.

| | |
|---|---|
| ૧ રત્નસિંહ નાટક. | ૮ વનરાજ ચાવડો નાટક ત્રીઅંકી. |
| ૨ ભાવનગર શેહેરની રચના. | ૯ પૃથીરાજ ચહુવાણ. |
| ૩ લાર્ડ રીપન ચરીત્ર. | ૧૦ રૂક્ષ્મણી હરણ. |
| ૪ વીક્ટોરીયા વીજય. | ૧૧ સિતાસ્વયંવર. |
| ૫ વિદ્યા ગુણ વર્ણન. | ૧૨ કમળાકુંમારી અને લધુચંદશાનું નાટક. |
| ૬ ગૌ પુકાર. | |
| ૭ મિત્ર ગુણ વર્ણન. | |

નીચે લખેલાં પુસ્તકો મારી પાસેથી રોકડી કીમત્તે મળશે.

| | |
|---|---|
| પુષ્પબાણ વિલાસ કાવ્ય. | ૦—૨—૦ |
| સંગીતશાસ્ત્ર. | ૦—૪—૦ |
| શુકનકાવ્ય. | ૦—૧—૦ |
| દેશાઇ હરિપ્રસાદભાઇની સુંદર છબી સાથે કુસુમચંદ આખ્યાન. | ૧—૨—૦ |

## જાહેર ખબર.

રત્નસિંહ નાટક થોડા દિવસમાં રાવ સાહેબ ગણપતરાવ અમૃતરાવની સુંદર છબીની સાથે બાહાર પાડવામાં આવશે. જે નાટક હાલમાં દ્વારકાં નૌત્તમ નાટક મંડળીને ભજવવા આપવામાં આવ્યું છે. કીમ્મત ૦—૮—૦ આના આઠ રાખેલ છે. ગ્રાહક થનાર સદ્ગ્રહસ્થોએ મને પોતાનું નામ લખી મોકલવું.

*29th. September 1888.*

I have gone through the greater portion of Kusumchandra Akhyana and have much pleasure in recording my opinion that the book is on the whole well written. The plot is excellent. The subject specially treated of, are of course, the ordinary

ones, viz. too late second marriages in case of males, cruel and harsh treatment of step children by their step mothers, the great mother-in-law difficulty which is not only feet in India but also in Europe, and which has retarded the progress of female education to an immense degree. All these topics are more intelligently handled than could be expected of a young man of not more than 16 years of age. His discriptive powers are indeed great. He has introduced into his story two essays, one on Learning and the other on Friendship which are worthy of being studied and which can do credit even to a scholar. The thread of the story is so artistically interwoven with the incidents that nothing appears to be unnatural and that everything comes after another as a matter of course. If the author should succeed in getting tangible suppport and encouragement to enable him to continue his literary life, he is sure to do greater and more substantial service to the Gujerati Language than many of our Graduates.

| | |
|---|---|
| **Bhavnagar.** | *Sháh Máhásukh Narsinhdás.* |
| | *2nd.* Assistant Master |
| *29/9./1888* | High School, B. A. |

---

## સર્ટિફીકેટ્સ.

૨. કુસુમચંદ્ર આખ્યાન નામની વારતા મેં વાંચી જોઇ છે—તે વાંચી મને બહુજ આનંદ થયો છે. દરેક સદ્ગૃ-હસ્થોને અવકાશના વખતમાં વાંચવા લાયક છે વારતામાં

સાવકી મા થકી ઓરમાન છોકરા પર કેવા જુલમ ગુ-
જરે છે તેનો આબેહુબ દેખાવ આપેલો છે. બોધ ઉત્તમ છે.
વર્ણન ઘણુંજ રસીક છે અંદર આપેલા રસોમાંથી કરૂણા-
રસ, શૃંગારરસ, ઘણાંજ સારી રીતે વર્ણવ્યા છે. અંદર દર્શા-
વેલા બે નિબંધો માણસ માત્રને વાંચવા લાયક છે. મીત્ર-
તા વીશેનો નિબંધ ઘણોજ રસિક છે. બીજો કેળવણી વી-
શેનો તે પણ રસીક છે. શબ્દોની ખુબી ગ્રંથકારે ઘણીજ
સારી રીતે વર્ણવી છે. કુસુમચંદ્રની તેના પીતા પરની ભ-
ક્તિ, અને શૃંગારકુંવરના કૃત્ય અવશ્ય વાંચવાજ—હાથમાં
પુસ્તક લીધા પછી નીચે મુકવાનું મન થતું નથી. તેમજ
વળી અંદર આપેલા રસીક શ્લોકો અને કવીતાઓ વાંચી
આનંદ થાય છે. વળી પેહલેથી તે છેલ્લે સુધી રસમાં ને
રસમાં વર્ણવી છે. નીશાળમાં શીખતા વિદ્યાર્થીઓએ આ
બુક અવશ્ય વાંચવીજ એ મારી ભલામણ છે.

(સહી) લાલશંકર ઉમીયાશંકર.

---

**૩. ભટ્ટ. મણીલાલ હરનારાયણ.**

તમારા તરફથી કુસુમચંદ્ર આખ્યાન નામની બુક
મને મળી તે વાંચી આનંદ થયો છે. શેહેરનું વર્ણન ઘણા-
જ ઠાઠથી વર્ણવ્યું છે. વિજીયાગૌરીનું મૃત્યુ અને પ્રકાશ-
ચંદ્રનું વિજીયાગૌરીની સાથે બોલવું, તેમજ વિજીયાગૌરીને
આપેલાં વચન ભુલી જઈ કુસુમચંદ્રનો તિરસ્કાર કર્યો છે તે
દેખાવ ઘણીજ સારી રીતે માણસને અસરકારક થાય તેમ
વર્ણવ્યો છે. શૃંગારરસ જાસ્તી વાપર્યો છે. વર્ણન કરવાની
ખુબી ઘણીજ સારી છે. મિત્ર કેવા જોઇએ, પુત્ર કેવા જો-
ઇએ, સ્ત્રિ કેવી જોઇએ, માબાપોએ છોકરાની સાથે કેમ
ચાલવું, છોકરાંએ માબાપની સાથે કેમ ચાલવું, સ્ત્રિયે પુ-
રૂષની સાથે અને પુરૂષે સ્ત્રિની સાથે કેમ ચાલવું તે સઘ-
ળું આ એક રસિક નાની બુકમાં સમાવેલું છે. આવા
પુસ્તકો વાંચવાથી માણસને કેટલો ફાયદો થાય છે તે વિ-
ચારવાથી માલમ પડશે. મિત્ર તથા વિદ્યા વિષેનાં જે નિ-
બંધો વર્ણવ્યા છે તે વાંચી સંતોષ ઉપજાવે તેવા છે.

(સહી) રવીશંકર કરૂણાશંકર.